પુષ્પ-વાટિકા ]　　　શ્રી સરસ્વત્યૈ નમઃ　　　[ પુષ્પ: ૪૬

# જેન્ટલમેન લોફર

: યાને :

# ખાનદાનનો સફરચંદ

[ એક એકાંકી હાસ્યરસિક નાટક ]

પ્રયોજક: " પુષ્પ."



: પ્રકાશક :

બદામી બ્રધર્સ. વાડીફળીઆ પાથીઆશેરી સુરત.

સોલ એજન્ટ

**શ્રી નવજીવન પુસ્તકાલય**

ટાવર રોડ—સુરત

આવૃત્તિ પહેલી ]　　　૧૯૩૦　　　[ પ્રત ૨૦૦૦

મૂલ્ય: ચાર આના

૧૫૨૨૩

## પાત્ર — પરિચય

જયમણિ ... ...એક કોરી કેળવણી પામેલો સ્કુલ-માસ્તર

ચતુર ... ... ...માસ્તરનો ચબરાક નિશાળીઓ

મધુકર... ... ...જેન્ટલમેન લોફર — ખાનદાનનો સફરચંદ

જ્યોતિ ... ...પુરૂષવર્ગને પડકારતી જયમણિની વીસમીસદીની સ્ત્રી

મીસ રૌઝી... ...જ્યોતિની સ્કુલ-ફ્રેન્ડ (સખી)

* ઉપરાંત સ્નેહી-સંબંધીઓ વિગેરે. સ્થળ: મુંબઈ *

## ——— ચેતવણી ———



સુરત-બરાનપુરી ભાગળ પર આવેલા શ્રી "મોઢેશ્વર" પ્રીન્ટીંગ પ્રેસમાં મણીલાલ ભગવાનદાસે પ્રકાશકઃ બદામી બ્રધર્સ માટે છાપી. તેમણે વાડીફળીઆ પગથીઆ શેરી—સુરતમાંથી પ્રસિદ્ધ કરી.

# બે બોલ

**સ**રસ્વતીની ફુલવાડી પર આ છેતાળીસમું ફુલડું !

**આ** હાસ્યરસિક એકાંકી નાટક મ્હારા એક રંગભૂમિને માટે લખવામાં આવેલા સામાજીક નાટકમાંથી અલગ પાડી પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. વર્તમાન યુગને અનુસરીને એ લખવામાં આવેલો હોવાથી એમાં સમયાનુસાર કેટલાક બંડખોર વિચારો રજુ કરવામાં આવ્યા છે.

ઉપર ટપકેથી વાંચનારને કદાચ આ નોનસેન્સ જેવો અને સ્ત્રીવર્ગ અગર પુરૂષવર્ગની મશ્કરી કરનારો માલમ પડશે, પણ મ્હારો આશય એ એમાંથી એકે પણ નથી. આપણી હિન્દુસમાજમાં સ્ત્રીઓની જે દુ:ખદ અને દીન દશા છે, એનો ખ્યાલ સ્વચ્છંદી પુરૂષોને કંઈક આવે, એ દૃષ્ટિએ આ મ્હેં એક કટાક્ષ ચિત્ર રજુ કર્યું છે.

ઘણા માસિકોમાં 'જો હું સ્ત્રી હોઉં તો ! અને જો હું પુરૂષ હોઉં તો !' એવા અરસપરસની ટીકા કરનારા લેખો જેણે વાંચ્યા હશે, તેને આમાં જરૂર રસ પડશે જો જગતની તમામ સ્ત્રીઓ પુરૂષ થઈ જાય, અને પુરૂષો સ્ત્રીઓ થઈ જઈ એમના કામ સંભાળવા લાગે, તો કેવો ફેરફાર થાય ? કેવી રમુજ પડે ? એનું એક રસિક કાલ્પનિક પણ માર્મિક રેખાચિત્ર મ્હેં આમાં દોરવા પ્રયાસ કર્યો છે.

**પુ**રૂષવર્ગ આ વાંચી પોતાની આંખો ઉઘાડે, સ્ત્રીઓને સમજતા થાય, એમની કીંમત આંકતા થાય. અને પોતાના સ્વામીત્વને ભૂલી એમને સન્માનની નજરથી નિહાળી પોતાની સેવિકા નહિ પણ સહચરી તરીકે સ્વિકારતા થાય, એજ એક માત્ર ઉદ્દેશ ! પ્રભો ! એ સત્વર પાર પાડે !


વાડીફળીઆ પગથીઆશેરી, } ભવદીય **"પુષ્પ"**<br>
**સુરત.** જન્માષ્ટમી. ૧૭-૮-૩૦ } ગમનલાલ **હીરાલાલ** બદામી

# જેન્ટલમેન લોફર

✱ સમયઃ **પ્રભાત** ✱

**પ્રવેશ પહેલો** **સ્થળઃ માસ્તરનું ઘર**

[ પાત્રોઃ **જયમણિ–જ્યોતિ** ]

( હાથમાં સાવરણી લઈ ઝાડુ કાઢતા મહેતાજી જયમણિ પ્રવેશે છે. )

**જયમણિઃ—** ગાયન–૧

( ડાહ્યા દિવાના લાગે...રાગ )

વીસમી સદીમાં આજે રે...બૈરાંની બોલબાલા,
બૈરાં બધે પૂજાયે......સહુ ગુણ એના ગાયે,
બસ એ કરે તે થાયે રે...એની ફરે છે માલા...વીસમી.

બૈરીથી માન પામો......બૈરીથી થાય નામો,
બૈરી વગર નકામો રે......એની જ બોલબાલા...વીસમી.

બૈરાં પ્રમુખ થાતા......સભ્યો હવે ચૂંટાતા,
પુરૂષોને પાણી પાતા રે...તોયે જગતને વ્હાલા...વીસમી.

બૈરાં સમાજ સ્થાપે......ભાષણ સભામાં આપે,
છાપામાં લેખ છાપે રે...સબમેં ઝુકાને વાલા...વીસમી.

મહેરબાન સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ ! આજે આપ સર્વેએ અહીંઆ પધારી અમારા સુધરેલા સંસારનો નાટક જોવા માટે જે તસ્દી લીધી છે, તેને માટે આ સેવક તેમની મીસીસ તરફથી આપનો આભાર માને છે.

બાબત જાણે એમ છે, કે અમારાં ઘરમાં મીસીસનું રાજ ચાલે છે. એમને પૂછ્યા સિવાય મ્હને પાણી પણ પીવાની સખ્ત મનાઇ છે. સમજ્યા સાહેબો ? એમના કહેવાથી એમની આજ્ઞાને માન આપી સેવક સુરત છોડી મુંબઇનિવાસી બન્યા છે, એટલું જ નહિ પણ અહીંની હાઇસ્કુલમાં શિક્ષકની માનવંતી ખુરશી શોભાવી મહિને પોણોસો કલદાર પણ એમની જ લાગવગ અને મહેરબાનીથી પેદા કરે છે. જ્યારે મીસીસ પણ મેટ્રીક પાસ છે. ઉપરાંત ગર્લ્સ સ્કુલમાં હેડમીસ્ટ્રેટ છે. એમને પણ સીત્તેર રૂપીઆ પગાર મળે છે; પણ તેમાં પચીસ પોળીઆ તો એમના ડ્રેસીંગના બીલ માટે રીઝર્વ્ડ રાખવાના ! ત્રીસ રૂપીઆ આ કાતરીઆનું ભાડુ ! અને બાકી રહે તેમાં અમારાં પોઝીશન એટીકેટ રીસ્પેક્ટ મેનર્સ વિગેરે વિગેરે સાચવવાનું સમજી લેવાનું.

જ્યારે કોલેજમાં હતો, ત્યારે બીજા યુવાનોની માફક હું પણ રોમીઓ ને જુલીઅટનાં સ્નેહ-સ્વપ્નાં સેવતો હતો, ભણેલા અને સુધરેલા વાઇફ સાથે સંસારના સ્વર્ગીય લ્હાવા લૂટવાના હવાઇ કિલ્લા ચણતો હતો. પણ એમાંનું

કંઇ નહિ. આ તો ઘરનો બળ્યો વનમાં ગયો, તો વનમાં લાગી લ્હાય....એવો મ્હારો ઘાટ છે. પેલી કહેવત છે, કે **પરણેલો પીડાએ મરે ને કુંવારો કોડે મરે.**

કુંવારા કોડે મરી ઘર માંડવા લલચાય છે,
લગ્ન–લ્હાવા લૂંટવા દીલમાં ઉછાળા થાય છે.
જુવાનીયા સમજે છે કે મેરેજમાં બસ માલ છે,
પણ અનુભવથી હું કહું કે આ અમારા હાલ છે. (ઝાડુ બતાવે છે.)
અંદરથી પોલમ્પોલ પણ ઉપરથી દોરદમામ છે,
**ચતુર હોય તો ચેતજો આમની બાબત આમ છે.**
(બંધ મુઠ્ઠી ઉઘાડી બતાવે છે.)

અમે ઘર માંડયુ, તે પછી અમારા સંસારમાં સ્વર્ગ ઉતરે ને સ્નેહમાં ફાટફૂટ ન પડે, એટલા માટે અમારા મીસીસે પણ ગવર્નમેન્ટ સરકારની માફક અમારે બંનેને માટે ઇંડીયન પીનલ કોડના જેવો **હસબંડ એન્ડ વાઇફ હોમ રૂલ્સ** નામનો એક દળદાર ગ્રંથ તૈયાર કર્યો છે. અને અમે બંનેએ રાજીખુશીથી એના દરેક કાયદાને માન આપવા અમારી સહી કરી છે. એમાંથી થોડીક કલમ હું આપને કહી સંભળાવું છું. એવણનો એવો મત છે, કે પુરૂષોએ સ્ત્રીઓને માટે શાસ્ત્રો રચ્યાં, કાયદાઓ ઘડયાં, તો પછી સ્ત્રીઓ પુરૂષોને માટે કંઇક પણ રચી જવાનો ફાળો કાં ન આપે? હવે એમના કાયદાની કલમો. (૧) શ્રીમતીને જમાડીને

પાછળથી શ્રીમાને એમની અજીઠી થાળીમાં જમવું. (૨) એવણ સ્હવારે ટયુશન પર જાય ત્યારે બાબાને રમાડવો ને હીંચકા નાખવા. (૩) રોજ વ્હેલા ઉઠી કચરો-પૂંજો કાઢવો, અને એમને માટે દાતણપાણી તથા ચાહનો ડોઝ પણ ટાઈમસર તૈયાર રાખવો. (૪) શ્રીમતી હાથ હલાવતા જ્યારે આગળ ચાલે, ત્યારે એમના આ સર્વન્ટે....અરે ભૂલ્યો સ્વામી-દેવતાએ લબાચા-પોટલા બગલમાં મારી એમની પાછળ પાછળ હીંડવું. (૫) એવણ મેડમ ચાર દિવસની વેકેશન પર જાય, ત્યારે........જવા દયો એ વાત. જુઓ સ્હામેથી એજ મ્હારા મહારાણી સરકાર પધારે છે, એટલે વિશેષ ખાત્રી નજરે જોઇને અને કાને સાંભળીને જ કરી લેજો.

( અપ-ટુ-ડેટ જ્યોતિનું આગમન )

**જ્યોતિ:—** ગાયન—૨

( મા ! મ્હને ખાદીની ટોપી અપાવ...રાગ )

કહો પુરૂષોનું રાજ બધે કેમ ? (૨)
શાને સ્ત્રીઓ ગણાય સાવ ઢેમ ? (૨)
અમે જાગ્યા છે આજ...હવે મૂકી છે લાજ...
ધપે આગળ જમાનો જેમ જેમ...(૨)
અમે આગળ વધીશું તેમ તેમ...કહો...
સ્ત્રીઓ પૂજે છે ને પુરૂષો પૂજાય છે,
પુરૂષો ખવડાવે તો સ્ત્રીઓ એ ખાય છે.

કાયદાનાં પુસ્તકો પુરૂષથી રચાય છે,
પત્ની પતિની ગુલામડી ગણાય છે.
પક્ષપાત ભેદ ભાવ કેમ ? (૨)
આવા પક્ષપાત ભેદ ભાવ કેમ...રે...કહો...
શાસ્ત્ર ને પુરાણમાં પુરૂષને જો છૂટ છે,
તો હું કહું છું શાસ્ત્ર ને પુરાણ બધાં જૂઠછે.
વર્ષોથી છે મ્હને વ્હેમ...( ૨ )
આજ વર્ષોથી થાય મ્હને એમ ?
... ... ...કે બધ્ધું પુરૂષોનું રાજ બધે કેમ ?

---

ચાલો, ક્યાં ગયા ? સાંભળો છો કે ? મ્હારો ટયુશનનો ટાઈમ થવા આવ્યો. ચાહ થઇ ગઈ કે નહિ ?

જય–ઓલરાઇટ માઇ ડાર્લીંગ....રેડી....

જયો–તો જાવ, જલ્દી લઈ આવો.

જય–ઓહ....યસ....

( જાય છે, લાવીને આપે છે. )

જયો–( એક ઘુંટડો ભરીને થુંકી નાખતા ) અરરર....આ તે ચ્હા બનાવી છે, કે નર્યું ખાંડનું શરબત !

જય–એ તો અમને જે આવડે તેજ તો. અમને કઈ અમારી માએ બનાવતા શીખવેલી !

જયો–આટલું ભણ્યા છો, પણ હજુ આટલી ચાહ બનાવતા નથી આવડતી ! લઇ જાવ. હું બ્હાર હોટલમાં પી લઈશ. (પાછી આપે છે.)

જય–ચાલો રહી....જેવી આપની ઇચ્છા. હોટલમાં પી લેજો. (સ્વગત–છેને ચોકખા વીસમીસદીના ભાયડાના શબ્દો !)

જયો–જુઓ સાંભળો. કચરો–પૂંજો કાઢી ઝટપટ રસોઈ તૈયાર કરી નાખજો. આજે શાળામાં ઇન્સ્પેકશન છે, એટલે મ્હારે જલ્દી જવાનું છે. અને ડીઅર જયમણિ........

જય–અરે પણ તું મ્હારી સ્ત્રી થઈને આટલા બધા માણસોની વચ્ચે પબ્લીકમાં મ્હને નામ દઈને બોલાવે છે, તે ત્હને શરમ નથી લાગતી ?

જયો–કેમ...એ એક ઇંગ્લીશ એટીકેટ છે..તમે ભણ્યા પણ હજુ ગણ્યા નથી. તમે અંગ્રેજી ભણેલા ભાયડાઓ પણ આજકાલ એમજ કરો છો ને ?

જય–(સ્વગત) જોઇ લ્યો સાહેબો ! આ ઇંગ્લીશ એટીકેટ ! વિચાર થાય તો ઘરમાં તાલીમ આપજો.

ઇંગ્લીશ એટીકેટ પર આ ઈંડીઆ કુરબાન છે,
(એ) ગોરી ગુલાબી ચામડી પર આજ સહુનું ધ્યાન છે.
મેઇલ ને ફીમેઇલ સૌ પોઝીશને ગુલતાન છે,
શ્રીમાન કરતા શ્રીમતીને આજ પહેલું માન છે.
વંદન કરો ગૃહદેવીને...એમાં તમારૂં નામ છે,
**ચતુર હોય તો ચેતજો...આમની બાબત આમ છે.**

જયો–જુઓ ધ્યાન રાખીને સાંભળી લ્યો, હવે મ્હને મોડું થાય છે.

જય–સંભળાવો ત્યારે, સેવક તૈયાર છે.

જ્યો–બેબી અંદર સૂતો છે. રડે તો હીંચકો નાખતા રહેજો, ને નહિ તો પછી જરા આમતેમ લઈને રમાડજો. સમજ્યા? ત્યો ગુડ મોર્નીંગ....હવે જાઉં છું.

જય–(તેને જતી રોકીને) પણ જ્યોતિ! માઈ ડાર્લીંગ! મ્હારી એક અરજી છે!

જ્યો–શું છે? જે કંઈ કહેવું હોય તે એકદમ જલ્દી કહી નાખો. મ્હને મોડું થાય છે. I have no time (મ્હને પુરસદ નથી.)

જય–બાબત જાણે એમ છે, કે....તમારા આ કાયદાઓના પાલનથી સેવક હવે ધરાઇ ગયા છે. અને એ આપના તરફથી એનાયત થએલ આ માનવંતા હોદ્દાનું પોતાની રાજીખુશીથી લાઈફલોન્ગ યાને જીંદગીપર્યંતનું રાજીનામુ આઇ મીન રેઝીગનેશન આપવા મ્હાય છે.

જ્યો–શું બોલ્યા?

જયં–કંઈ નહિ, એ તો જાણે એમ છે, કે....એમ છે, કે...તમારા આ પોઝીશન અને રીસ્પેકટમાં સેવક સફોકેટ થઇ ગયો છે. માટે મહેરબાની કરીને હવે....(વાણીઆભાઇ બાયડીની લાલ આંખ જોતા ફેરવી તોળે છે)

જ્યો–એટલે તમે કહેવા શું માંગો છો?

જય–આ બબરચીનો સીવીલાઇઝડ અને રીસ્પેકટેબલ ધંધો હવે આપણાથી નથી થતો. પગે લાગ્યા.

જયો–તેમાં હું શું કરૂં ? રામો–રસોઇયો–ભટ્ટ–ચાકર નોકર ગમે તે રાખો.

જય–ત્યારે પાંચ હજાર રૂપીઆનું પાણી કરી ત્હને શું ચઢાવવા લાવ્યો ?

જયો–ખબરદાર, જીભ વધારે લંબાવી તો ! હું કંઇ તમારી ચુલો ફુંકનારી કે ઘરકામ કરનારી ચાકરડી નથી. સમજ્યા ? આ વીસમી સદી છે, સ્ત્રી–સ્વતંત્રતાનો જમાનો છે. જ્યાં આખો દેશ સ્વતંત્રતાને માટે મરી ફીટે છે, ત્યાં હજુ તમારા અમારે માટે આવા ગુલામી વિચાર ! એ દાસી અને ડોલીના યુગ હવે ગયા.

જય–પણ હું ક્યાં ઘરકામ કરવાની કે તમને સ્વતંત્રતા આપવાની ના પાડું છું ?

જયો–અરે તમે પુરૂષો શું આપવાના હતા ? એ તો અમે હવે એની મેળે જ લઇશું.

જય–પણ તમે અમુક અંશે અમારાથી સ્વતંત્ર થાવ એવું તો હું પણ ઇચ્છું છું. મ્હારી એમાં સંપૂર્ણ સહાનુભૂતિ છે.

જયો–તો પછી ?

જય–બાબત એમ છે, કે આપ જરા ખર્ચ ઓછો કરો અને મોડી રાત સુધી ભટકવાનું ઓછું રાખો.

જયો–હેમ....તમને મ્હારી પર્સનલ (અંગત) બાબત ઉપર ટીકા કરવાનો કંઈજ હકક નથી. ઉલ્ટું પબ્લીકમાં તમે મ્હારી ક્રેડીટને બટ્ટો લગાડી મ્હારૂં અપમાન કરો છો!

જય–કોણે કહ્યું? ના....રે....ના ડીઅર. એ તો તમને આ મ્હારા સન્મિત્રોની સાથે ઇન્ટ્રોડયુઝ કરાવી તમારા માનના ઢગલામાં મટોડું પૂરી તેને વધારે ઉંચો બનાવું છું.

જયો–બી કવાઇટ. મ્હને તમારી આ જંગલી રીતભાત બીલકુલ પસંદ નથી. અને જો તમે એ નહિ સુધારો તો તો મ્હારે પછી ન છુટકે મ્હારા પપ્પાને ત્યાં જવું પડશે. તમારૂં ઘર માંડવાને હું બીલકુલ રાજી નથી.

જય–એટલે તું કહેવા શું માગે છે? (ખાલી દમ બતાવવાનો ઢોંગ કરે છે.)

જયો–તમે શું કહેવા માગો છો?

જય–એજ, કે હું કંઇ ત્હારા પૈસાદાર બાપનો વેચાચલો વર કે ઘરજમાઇ નથી, સમજી?

જયો—તો હુંય મ્હારા બાપને એકની એક છું, કંઈ વધારે કે રસ્તામાં પડી નથી, સમજ્યા?

જય–અરે ત્હારી સ્ત્રીની જાતની તે વળી કિંમત કેવી? આજે મરે તો કાલે સવારે બીજી....પગનાં પગરખાં બદલવા ને પત્ની બદલવી બરાબર!

જયો–એમ કે? તેથી જ ઘોડા ઉપર ચઢીને હાથમાં નાળીએર ઝાલીને મ્હારા બાપને ત્યાં ભીખ માગવા આવ્યા હતા?

જય–કોણ કહે છે ? ત્હારા બાપને સાડી સત્તરવાર ગરજ હતી, તો સ્હામે આવીને કપાળે ચોગ્ગા ચોઢી ગયો હતો. નહિ તો વળી ત્હારા જેવી આવી ભણેલી અને સુધરેલીને ગળે બાંધતે જ કોણ ?

જયો–અને તમારા જેવા ભણેલા પણ ગણેલા નહિ એવા વીસમીસદીના વાતાવરણમાં ઉછર્યા છતા પંદરમી સદીના વિચારવાળા શોભાનાં પૂતળાને કપાળે ઠોકતે પણ કોણ?

જય–ત્હારા બાપ જેવો ઉલ્લુ !

જયો–મોહું સંભાળીને બોલજો. કંઇ લાજ આબરૂ કે નાક છે કે નહિ ? બેશરમ.

જય–નાક તો ત્હારી માએ માહ્યરાની બ્હારથી જ તાણી લીધું હતું. સમજી ?

જયો–જો હવે વધારે બોલશો, તો હું ડાઇવોર્સને માટે અરજી કરી આબરૂનો અને ભરણપોષણનો દાવો માંડીશ.

જય–હા....અને પછી ?

જયો–પછી રીમેરેજ કરીશ–સીવીલ મેરેજ કરીશ.

જય–ઓહો ! આજે તો કંઇ બેરીસ્ટરની માફક ખીલી છે ને ? મુંબઈના હવાપાણી ત્હને આબાદ લાગ્યા લાગે છે !

જયો–હું તમારી વાઇફ છું, અને આ મ્હારૂં ઘર છે, એમ તમને લાગે છે ખરૂં ? (સ્વ–તુંત્તાથી વાત કરે છે !)

જય–ત્યારે ?

જયો–તમે તો જાણે કેમ મ્હને એક તમારી ઓર્ડીનરી નોકરડી સમજો છો !

જય–ત્યારે આપ પણ શું એમ ધારો છો, કે આય અનક્વોલીફાઈડ ગ્રેજ્યુએટ બટલર કે બબરચી છે ? યા તો હર હાઇનેસનો પ્રાઈવેટ એન્ડ પર્સનલ સેક્રેટરી છે ?

જયો–તે કંઇ હું નહિ સમજુ. તમારામાં પાણી હોય, તો તમે નોકર ચાકર ને ભટ્ટ રાખો, લ્યો....રહેજો....હું તો આ ચાલી મ્હારા બાપને ઘેર.

(બીસ્તરો અને ટ્રન્ક સંભાળવાનો ડોળ કરે છે, એટલે મહેતાજી પાછા ગભરાઇ એમને નમી પડે છે.)

જય–અરે, પણ દેવી જગદંબા ! એમાં સેવક ઉપર આટલા બધા ખફા થઈ જવાની જરૂર નથી. લ્યો, હું મ્હારા બોલેલા બોલ ઘણી જ દીલગીરી સાથે પાછા ખેંચી લઉં છું. ને ભૂલચૂકને માટે અંતઃકરણથી દીલગીરી જાહેર કરૂં છું. બસ !

જયો–(ઓછું આવવાનો ઢોંગ કરી) બળ્યો આ તે આપણો સંસાર છે ?

જય–ના....ના....એમ તે કંઈ હોય કે ? તું તો મ્હારી ગૃહ દેવી....ગૃહ લક્ષ્મી....ને આ તો મ્હારૂં સ્વર્ગ–સદન સ્નેહ સદન....यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ! આ વાક્ય લખનાર મનુ ભગવાન પુરૂષ હતા, દેવી !

જયો–ખસો....બેબી રડે છે.

(અંદર જાય છે. રડતા બેબીને દુધની સીસી સાથે લઈ આવે છે)

જયો-(પતિના હાથમાં આપતા) લ્યો, આને દુધ પાઇને ઉંઘાડી દેજો. ને ન સુએ તો રમાડજો. (જાય છે, વળી પાછી આવે છે.) અરે હાં, એક ખાસ વાત કહેવાની તો ભૂલીજ ગઇ.

જયો-કહી નાખો. સેવકના કાનના દરવાજા આપનું લેકચર સાંભળવા ચોવીસે કલાક ખુલ્લા જ છે.

જયો-એક તો જાણે મ્હારે સંગીતનો અભ્યાસ આગળ વધારવો છે, એટલા માટે એક ફર્સ્ટ કલાસ માસ્તર મેળવવા અહીંના કોઈ વેલનોન પેપરમાં જાહેરખબર આપવાની છે.

જય-(સ્વગત) મારી નાખ્યા. એક તો આ ઘરખર્ચની માલગાડીને જેમ તેમ આ એંજીન સંસાર પાટા પર ઘસડી રહ્યું છે, ત્યાં એ એની ઉપર પંજાબ મેલ દોડાવવાનો પ્લાન રજુ કરે છે. (પ્રકટ) બહુ સારૂ, જેવી આપ નામદારની ઇચ્છા!

જયો-એના પગારને માટે ગભરાતા નહિ. એનો બંદોબસ્ત હું કરીશ. ડીઅર!

જય—ભલે, પણ ટીચર રાખો તો કોઇ ફીમેઇલ રાખજો, મેઇલ નહિ. ( મરદ-સ્ત્રી નહિ )

જયો-ઓલરાઇટ, અને સાંજના પણ જરા જમવાનું વ્હેલું થાય....હાં.

જય-કેમ વળી પાછો સાંજના પણ કંઇ પ્રોગ્રામ છે?

જયો-બાઈ ઓલ મીન્સ. સાડા પાંચ વાગે સ્ત્રી મંડળની મીટીંગમાં જવાનું ઇન્વીટેશન છે. અને પાછું જમીને એક જગ્યાએ એપોઇન્ટમેન્ટ...........

જય–અરે પણ ત્હારા ઇન્વીટેશન ને એપોઇન્ટમેન્ટની તું વાત કરે છે, પણ મ્હારે પરીક્ષાના પેપર તપાસવાના છે, તેનું કેમ?

જયો–જુઓ, ત્યારે મ્હને કદાચ આવતા વ્હેલું-મોડું થાય, તો તમે તમારે ખાઇને ઢાંકી દેજો, ને તાળુ મારીને નોકરીએ ચાલ્યા જજો; ને સાંજે રંધાય તો રાંધજો, નહિ તો પછી હોટલ કે લૉજમાં ગમે ત્યાં આજનો દિવસ જમી આવજો. હું પણ મ્હારી કોઇ બ્હેનપણીને ત્યાં ફોડી લઇશ.

જય–પણ આ પાપને કોણ સાચવશે?

જયો–ઘરમાં સુવડાવીને ચાલ્યા જજો, નહિ તો સાથે લઇ જજો. તમને ગમે એમ વ્યવસ્થા કરજો. લ્યો, ગુડ મોર્નીંગ.

(જ્યોતિ બાળકને કીસ કરી ચાલતી થાય છે. એક હાથમાં ઝાડુ અને બીજા હાથમાં પુચો લઈ ઉભેલા મહેતાજી ટેબ્લોની માફક ઉભા રહે છે.)

જોઇ લ્યો, સાહેબો! આ અમારા સંસાર નાટકનો પહેલો સીન! કેમ લાગે છે?

પુરૂષનું નહિ ચાલતું સ્ત્રીનો દોરદમામ,
પોપટ પેઠે બોલતા અચરે અચરે રામ.
અશ્વ બનાવે સ્વામીને પોતે બને લગામ,
જાયે જ્યાં જ્યાં દોરવે કરવા કામ તમામ.
બી. એ. અને એમ. એ. બની ભાષણ કકડતા ભડભડે,
આકાશમાં જ્યમ મેઘ ગાજે તેમ ખાલી ગડગડે,

પણ એ બધાની બુદ્ધિના બૈરાં કને લીલામ છે,
**ચતુર હોય તો ચેતજો આમની બાબત આમ છે.**
[ઘરમાં જાય છે. પડદો ઉંચકાય છે.]

---

**પ્રવેશ બીજો** * સમય: **સાંજ** * **સ્થળ: બગીચો**

[પાત્રો: **જ્યોતિ-મધુકર**]

(રચના—બગીચાનું દ્રશ્ય. ઠેકઠેકાણે ઝાડ, ફુલનાં કુંડા, ફુવારા અને બાંકડાઓ પડેલા છે.)

**મધુકર—મહેરબાન સદ્‌ગૃહસ્થો! સ્ત્રીઓ વગરની જીંદગી એ મહેતાજી વગરની નિશાળ છે. આજકાલ આખી દુનિયાની આંખ એ ફેમીનીન જેન્ડર (નારી જાતિ) ઉપર એટલા માટે ખેંચાય છે, કે:**

બૈરાં વગર ઘરબાર ભાડે કોઇ પણ દેતું નથી,
જ્યાં જાવ ત્યાં 'પરણેલ બો?' પૂછ્યા વગર રે'તું નથી.
બૈરાં વગર ખુરસી સભામાં આગલી મળતી નથી,
બૈરાં વગર આશા હ્રદયની એક પણ ફળતી નથી.
આ બાયડીથી ભાયડાનાં માન ને સન્માન છે,
બૈરાં વગરના બંગલામાં એક નહિ મહેમાન છે.
બૈરૂં જો સાથે હોય તો દીલ ચ્હાય તે સગવડ મળે,
બૈરાં વગરની જાનમાં નહિ કોઇ જાનૈયો ભળે.
બૈરાં વગરની જીંદગીમાં મોજ કંઇ પડતી નથી,
મીસીસ વગરના મીસ્ટરોના ભાગ્યની ચડતી નથી.

અઢારમી સદીમાં એટલે લગભગ મ્હારી સાતમી પેઢી પર બાયડી એ હસબંડની હોલ એન્ડ સોલ પ્રોપરટી અર્થાત્ ધણીની મીલકત કહેવાતી હતી, આજ વીસમી સદીમાં ધણી એ બાયડીઓની મિલકત કહેવાય છે. સત્તરમી સદીમાં સુકન્યા અને સાવિત્રીઓ પતિના પગ ધોઇને પીતી હતી, આજ વીસમી સદીમાં અમે એજ શ્રી રામચંદ્રજીના વંશજો અમારી આધુનિક સીતાદેવીઓ સમક્ષ બે હાથ જોડીને ઉભા રહીએ છીએ, અને કહીએ છીએ, કે: 'હે દેવી જગદંબા! હે જગતજનની મહાશકિત મહામાયા! અમે પુરૂષોએ તમારી પાસેથી બહુ બહુ ગુલામગીરી કરાવી, હવે અમારૂં માનવંતુ પદ અમે તમને બક્ષીસ કરીએ છીએ. તમે અમારી દાસીઓ હતી, હવે અમે આપના દાસાનુદાસ છીએ. આજ અમે ગુલામો અને તમે સ્વતંત્ર! તમારી હરેક આજ્ઞા ઉઠાવવા અમે હર પળે તૈયાર છીએ. કારણ કે ધી ટાઇમ ઇઝ ઓલરેડી ચેન્જડ. વર્ના સારા જમાના પલટ ગયા.

પુરૂષોને માટે કાયદાનું કડક પાલન થાય છે,
જ્યાં જાય ત્યાં બૈરાંને માટે છૂટ બસ મૂકાય છે.
સ્ત્રીવર્ગને માટે સભામાં તરત જગ્યા થાય છે,
ફેસીલીટી ફીમેઇલની જ્યાં જાય ત્યાં સચવાય છે.
નાટક સીનેમા સરકસે જગ્યા રીઝર્વ રખાય છે,
મીસ્ટરથી આજે મીસીસની કિંમત વધુ અંકાય છે.

દુનિયાનો છે આ કાયદો નહિ નવું કંઇ કહેવાય છે.
લયલાને દેખી મજનુઓ બસ **આમ અંજાઈ જાય છે.**

હું સ્નેહલગ્ન ને સ્ત્રી સ્વાતંત્ર્યનો કટ્ટર હિમાયતી! આટલા આગળ પડતા અને છેલ્લામાં છેલ્લા સુધારાવધારાવાળા વિચારવાળો, છતા અફસોસ કે સ્ટીલ આઇ હેવ રીમેન્ડ એ બેચલર. (હજુ વાંઢો રહ્યો છું) કંઇ કેટલી સધવા વિધવા તેમજ કુમારીકાઓને મ્હેં મ્હારા ઘર માંડવાના વિચારો જણાવી સ્નેહલગ્ન ઉર્ફે સીવીલ મેરેજ કરવા માટે રીકવેસ્ટ કરી જોઈ, કંઈ કેટલા આશ્રમોની જા. ખ. વાંચી એપ્લીકેશન ફોર્મ આઈ મીન અરજીપત્રો મગાવી ભરી મોકલ્યાં, પણ નો રીપ્લાઇ, નો લક, નો હોપ! (સરવાળામાં મીંડું) પણ અરે....આ સ્હામેથી કોઈ અપ-ટુ-ડેટ બાનુ પધારે છે. લાગે છે તો એકલા. સાથે કોઈ જેન્ટલમેન હોય એમ જણાતું નથી. લાવ, દાણો ચાંપી તકદીર અજમાવી જોઉં. લાગે તો તીર....નહિ તો....

જ્યોતિ:—                    **ગાયન-૩**

(મ્હને આવે છે ફેર...રાગ)

અમે માંડયો છે જંગ...અમે માંડયો છે જંગ,
આજ પુરૂષોનું પાણી ઉતારવા.
કર્યો કાયદાનો ભંગ...જુલ્મી કાયદાનો ભંગ,
આજ સ્વાર્થી પુરૂષને સુધારવા.

અમને અબળા લખાય, અભણ જ્ઞાનમાં રખાય,
ઓછી બુદ્ધિની ગણાય, ચરણ કિંકરી મનાય.
અમને શિક્ષાઓ થાય, અવિશ્વાસુ વર્ણવાય,
ઓછી કિંમત અંકાય, સદા પરવશ રખાય.
આજ ફરકી છે આંખ...અમને આવી છે પાંખ,
કીધો નિશ્ચય છે બળવો ઉઠાવવા—અમે
પુરૂષ વર્ગના વિચાર, પુરૂષ જાતના અધિકાર,
હવે કરશું ફેરફાર, અમે કીધો નિર્ધાર.
અમે વિફર્યાં છે આજ, ઉંચી મુકી છે લાજ,
તમને પુરૂષોને ઠેકાણે લાવવા.
રે...લુચ્ચા પુરૂષોને ઠેકાણે લાવવા—અમે

---

જ્યોતિ—(સ્વગત) આજ સેંકડો વર્ષથી પુરૂષોએ અમને સ્ત્રીઓને ગૃહદેવી, ગૃહલક્ષ્મી, ગૃહરાણી એવા એવા શોભાનાં માનપાનો આપી એમની ગુલામ બનાવી રાખી છે. એ લોકો એમ માને છે, કે અમારામાં જીવ નથી, અમને કોઇ જાતનો શોખ નથી, અમારામાં રડવાની ને સહન કરવાની શકિત જોઇએ એટલી છે અમને એ ભોગવિલાસની પુતળીઓ સમજી ચીંથરાની ઢીંગલીઓની માફક વસ્ત્ર-ઘરેણે શણગારે એટલે અમે ખુશ થઇ જઈએ. અમારામાં અકકલનો છાંટો મળે નહિ, અમારામાં કોઈ જાતની આવડત કે હુંશિયારી જડે નહિ, અને ડોબા, અભણ, જંગલી, એમની

એઠી થાળીમાં જમવાને અને એમની આરતી ઉતારી એમનાં પગ ધોઇ પીવાને જ ખાસ સરજાયલાં ! પછી ભલેને એ પરમેશ્વ તુલ્ય પૂજાતા પતિદેવતાઓ વ્યસની વ્યભિચારી કે રોગી હોય ! અમારામાં જ વધારે કામાશક્તિ (Passion) અને બિચારા પુરૂષો તો કેમ જાણે બીજા ભીષ્મ અને નારદ સમા બાળ બ્રહ્મચારીના અવતાર ! એમને તમામ જાતની છુટ, તમામ જાતના પરવાના, કોઇ પૂછનાર નહિ; જ્યારે અમને ડગલે ને પગલે દમદાટી ને ડર ! 'સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ' એ એમનું અમારે માટે સર્ટીફીકેટ ! 'વનિતાઓનો વિશ્વાસ કોઇ કાળે કરવો નહિ; એમના પેટમાં કોઇ વાત ન ટકે; એનામાં સ્ત્રી ચરિત્ર અને વશીકરણના ભંડાર; એણે પતિને પરમેશ્વર ગણી પૂજવા; એ સિવાયના અન્ય પુરૂષને ભાઇ–બાપની આંખે ભાળવા; એ પીઅરમાં ને સાસરામાં સદા પરવશ રહેવા સરજાયલી; કુમારીકા હોય ત્યાં સુધી કૌમાર્યવ્રતનાં, પરણ્યા પછી પતિવ્રતનાં, અને ગંગાસ્વરૂપ થયા પછી વૈધવ્યવ્રતનાં કડક નિયમોનું પાલન કરવું.' એ એમના અમારે માટે વિચારો- એમની માન્યતાઓ !

પણ હવે જમાનો આગળ વધતો જાય છે, અને અમે પણ આજ એ જમાનાને અનુસરીને એ તમામ નિયમોનું પાલન એમની પાસે કરાવી અમો સ્ત્રીઓમાં શું હૈવત છે ? તે એમને બતાવી આપવા માગીએ છીએ. અત્યાર સુધી

એ લોકોએ અમને ગુલામ અને નાલાયક ઠરાવી ઘરમાં ગોંધી રાખી છે, અમારી સ્વતંત્રતા પર તરાપ મારી છે, હવે અમે એમને અમારી અક્કલહુંશિયારીનો પરચો બતાવી અમારા ચરણના દાસ અને બેવકુફોના સરદાર બનાવવા બહાર પડીએ છીએ. આજસુધી એ લોકો જેમ સત્તા અને રૂઆબથી અમારી તરફ વર્ત્યા છે, તેમ હવે અમે એમની સાથે વર્તવાનો મક્કમ નિર્ણય કર્યો છે. એમને હવે જ ખબર પડશે, કે સ્ત્રીઓમાં પુરૂષાતનનાં પૂર ઉભરાયાં છે, જ્યારે પુરૂષોમાં સ્ત્રીત્વ અને દાસત્વ દાખલ થયાં છે. આજની સ્ત્રીઓ તે હવે ભઠિયારી કે છોકરાં ઉછેરનારી ઘરકુકડી સ્ત્રીઓ રહી નથી, પણ પુરૂષો થઇ ગઈ છે, અને અમને વાતવાતમાં ડરાવતા અને ધમકાવતા પુરૂષો તે હવે પુરૂષો નહિ પણ પાણીથીય પાતળા સ્ત્રીઓ સમા પોચાં થઈ ગયાં છે. (મધુકર તરફ નજર જાય છે, એટલે સ્વસ્થ થઇ ચાલાકીથી હાથ માંહેની પૈસાની કોથળી જાણીજોઇને નીચે ફેંકી દે છે.) લ્યો, સ્હામે જ કોઈ સેમ્પલ આને ખાનદાનનો સફરચંદ ઈશ્કે પરવાનાની માફક તીરછી નજર નાખી રહ્યા લાગે છે. ચાલ ત્યારે, હું પણ હવે એ ફૂલે ફૂલે ભટકનાર ભમરા જેવા જેન્ટલમેન લોફરને સીધો દોર કરવા તૈયાર થઈ જાઉં. (બ્હાવરી બનીને) અરે...મ્હારી મનીપર્સ.... ક્યાં ગઈ ?

( આમતેમ શોધવા માંડે છે, દરમ્યાન મી. મધુકર બહાર આવે છે. આસ્તેથી એ ન જુએ એમ પાછળથી એ પૈસાની કોથળી ઉપાડી લેતા સ્મિતભર્યે મુખડે )

**મધુ**–(સ્વગત) આહા! બાનુ મુઝાય છે. **અબળાઓની** વ્હારે ધાવું એ જાગતા ને જીવતા અને મ્હારા જેવા કેળવાયલા જુવાન જવાંમર્દની પહેલી ફરજ છે. માટે બચ્ચા બાળબ્રહ્મચારી મધુકર! પરોપકારનું પોટલું બાંધવા તૈયાર થા. સંકટ સમયે સ્ત્રીઓની મદદે ચઢી એમને આભાર નીચે આણવી, એ શુધ્ધ પ્રેમી પુરૂષોનાં પ્રણય નાટકનું મંગળાચરણ ગણાય છે. ત્યાર બાદ ધીમે ધીમે નામ ઠામ અને ઓળખાણ પૂછાય છે. ને ત્યાર બાદ આંખોમાં લાલપીળાં દેખાય છે. ત્યાર બાદ મુંઝવણના ને શરમનાં ગલગલીઆં શરૂ થાય છે. અને છેવટ એમાંથી સ્નેહનાં ફણગાં કે પછી ફૂવારા જે કહો તે એકદમ ફુટી નીકળે છે.

કાતીલ એની આંખથી આ કાળજાં કોરાય છે,
સમશેર બહાદુરો તણી શુરવીરતા ચોરાય છે.
એનાં મધુરાં હાસ્યથી રેલાં કપાળે ઉતરે,
ટહુકા રસીલા સાંભળી આંખો અને હૈયાં ઠરે.
કુમળી કલિકાઓ ઉપર લટ્ટુ મધુકર થાય છે,
પ્રેમી પતંગો દીપકોનાં તેજ પર હોમાય છે,
દેખાવડી સ્ત્રી–દેહમાં જાદુ ભર્યું કહેવાય છે,
તેથી જ ઐરાં જોઇ લોકો **આમ અંજાઈ જાય છે.**

લાવ, હવે જરા બહાદુરીથી બે ડગલા આગળ વધુ. (આગળ વધે છે) સુંદરી !

જયો-(ચમકીને) કોણ ?

મધુ-ગભરાશો મા, શરમાશો મા, મુઝાશો મા. હું કોઇ ભૂત પ્રેત કે પિશાચ નથી, કિન્તુ તમારી જ આ મૃત્યુ-ભૂમિનો એક જાગતો ને જીવતો સ્ત્રી સન્માનનો કટ્ટર હિમાયતી છું. અને સ્નેહલગ્નનો ઉમેદવાર છું. લ્યોજી, આ આપની મની-પર્સ.

(નમીને આપે છે, જ્યોતિ લે છે)

જયો-આભાર, આપની ઓળખાણ ?

મધુ-સેવક એક આબરૂદાર ગૃહસ્થ છે. સ્ત્રી સ્વતંત્રતાને માટે મ્હારા વિચારો બીજા બધા કરતા ઘણા જ આગળ વધેલા છે. મ્હેં એ સ્ત્રી સન્માન અને સ્ત્રી સ્વાતંત્ર્યના વિષય ઉપર કંઇ કેટલાં લેકચરો કર્યાં છે, તેમજ કંઈ કેટલાં પુસ્તકો પણ લખ્યાં છે. સંખ્યાબંધ સ્ત્રીઓપયોગી સંસ્થાઓના ફંડને આર્થિક ઉત્તેજન આપ્યું છે. ટુંકાણમાં હું એક ખાનદાન અને શ્રીમાન ફેમીલીનો કુળદીપક છું. લ્યો પધારો.

(રૂમાલથી બેન્ચ સાફ કરી જયોતિને બેસાડે છે. ત્યાં ચતુર ભણવાની ચોપડી લઇ વાંચતો વાંચતો ચાલ્યો આવે છે.)

ચતુર-( ટેબ્લો-સ્વગત ) મારી નાખ્યા ! કાકી સાહેબ બગીચામાં આ ખાનદાનના સફરચંદ સાથે શો નાટક ભજવતા હશે ? એપોઇન્ટમેંટ એટલે શું ? તે આજેજ સમજાયું.

લાવ, સંતાઈને જોવા દે. આજ તો લેસનનું લેસન વંચાશે, ને નાટકનો નાટક જોવાશે. એક પંથ દો કાજ. અમારા જેવા જુવાનીઆઓને સંસારનું શિક્ષણ લેવા માટે ઠેર ઠેર આવી નિશાળો ઉઘાડવાની અને આવા નાટકો ભજવી બતાવવાની પ્રત્યેક પરણેલા અને પ્રેમમાં પારંગત થએલા આવા સ્ત્રી પુરૂષોની ખાસ જરૂર છે. અને એ બાબત પર હું અત્રે પધારેલા આબરૂદાર સદ્ગૃહસ્થો અને બાનુઓનું ખાસ ધ્યાન ખેંચું છું. (એક બાજુ છુપાઇ જાય છે) હાં હવે ચાલવા દયો, એ તો એમજ ચાલે. (વાંચવા માંડે છે.)

Love is blind and love is pure,
Love is heaven and love is hell,
Love is heart and love is soul.
Love is peace and love is war.

જયો-(બેન્ચ પર બેસતા) ઠેન્કસ.

મધુ-(ઘુંટણીએ પડી હાથ પર ચુમી લેતા) નો મેન્શન માઇ લવ.

જયો-(જરા ચીડવાઇને) આ શું ?

મધુ-જી, વીસમી સદીના અમારા જેવા સુધરેલા જેન્ટલમેનો............

ચતુ-(સ્વગત) જેન્ટલમેન નહિ પણ જેન્ટલમેન લોફરો.

મધુ-....આને એક ઈંગ્લીશ એટીકેટ અર્થાત સભ્યતાની આભારની નિશાની અને એથી પણ આગળ વધીને છેલ્લામાં

છેલ્લા શબ્દોમાં કહું તો લવીંગ કીસ કહે છે. આ એક જાતની ઓળખાણ આપવાની સુધરેલી સીસ્ટમ છે. અને એનો ઉપયોગ પણ મ્હારા જેવા ખાસ સીવીલાઈઝડ અને એડવાન્સ (આગળ વધેલા) જેન્ટલમેનો જ કરે છે. અન્ડરસ્ટેન્ડ?

જયો–અને તે વગર રજાએ?

મધુ–જી, અમારા દેશમાં....

જયો–તમારા દેશમાં એટલે?

મધુ–આઈ મીન લવ લેન્ડ, પ્યારભૂમિમાં આવી બાબતને માટે રજા માગવાનો કાયદો જ નથી. ચાર આંખો મળે ને બે દીલ એક બીજા તરફ ઢળે, એટલે અમે ડોક્યુમેંટ આપોઆપ રજીસ્ટર્ડ થઇ ગએલા સમજી લઇએ છીએ.

જયો–આ તે કઈ જાતની સભ્યતા?

મધુ–એક્સક્યુઝ મી પ્લીઝ, બટ ધીસ ઇઝ વેસ્ટર્ન ફેશન સીવીલેઝેશન એન્ડ ઇન્વેન્શન. ( માફ કરજો, બાનુ! બાકી આ પશ્ચિમની સુધરેલી શોધ છે.)

જયો–હશે, લેટ ધી મેટર ગો. ( એ વાત પડતી મુકો હવે ) આપનું નામ શું વારૂ?

મધુ–આ સેવકને આખી બોમ્બેની પબ્લીક મી. મધુકર સુધારાવાળાના નામે ઓળખે છે. નાઉ મે આઈ હેવ ધી ઓનર ટુ નો યોર નેઇમ પ્લીઝ! ( હવે આપનું નામ જણાવી સેવકને આભારી કરશો?)

જ્યો–ઓહ સર્ટનલી! માઇ નેઈમ ઇઝ જ્યોતિ.

મધુ–આહાહાહા! આફ્રીન! વોટ એ લવલી નાઇસ સ્વીટ પ્રેટી નેમ! (કેવું ફાંકડું નામ!)

જ્યો–વેલ મીસ્ટર મધુકર!

મધુ–ફરમાવો માઇ ડીઅર.

જ્યો–આઇ સે બીહેવ લાઈક એ જેન્ટલમેન!

ચતુ–(સ્વગત) એન્ડ નોટ લાઈક એ લોફર.

જ્યો–તમે જરા વધારે પડતી છૂટ લ્યો છો.

મધુ–યુ આર રાઈટ, માઇ ડીઅર! કારણ એમ છે, કે આજકાલ જમાનો જ પ્રગતિનો છે, એટલે પ્રત્યેક યુવક યુવતીએ હરેક દિશામાં અને હરેક બાબતમાં આગળ વધવું જોઈએ. તેમ છતા આપને મ્હારા આ વર્તનથી ખોટું લાગ્યું હોય, તો સેવક એ બાબત અંતઃકરણપૂર્વક દીલગીરી જાહેર કરે છે.

જ્યો–વાહ, તમે તો કોઈ રંગીલા માણસ જણાવ છો?

મધુ–જમાનાને રંગી શકવાની શક્તિ આ સેવક ધરાવે છે, પણ અફસોસ! મ્હને રંગે એવું હજુ સુધી કોઈ મળ્યું નથી. માફ કરજો, મીસ જ્યોતિ! સેવક એ જાણવા માગે છે, કે તમે મેરીડ છો કે મેઇડન? મીસીસ છો કે મીસ?

ચતુ–(સ્વ) જોજો સાહેબો, આ ધીમે ધીમે પ્રગતિ થાય છે.

જયો–તમે કેવા છો ?

મધુ–બેચલર ઉર્ફે બાળબ્રહ્મચારી !

ચતુ–(સ્વ) અને એ પણ છે હજુ બાળકુમારી.

જયો–કેમ હજુ એમ ? તમારા જેવા ખાનદાનના ફરજંદને તો સ્હામે પૂછતી આવે !

ચતુ–(સ્વ) પરંતુ એવણ ખાનદાનના ફરજંદ નહિ પણ ખાનદાનના સફરચંદ છે, એટલે !

મધુ–બાબત જાણે એમ છે, કે મ્હારા વિચારો તદ્દન છેલ્લામાં છેલ્લા ક્રાન્તિયુગના છે. હું દેહલગ્ન અને વૈધવ્યમાં નહિ પણ સ્નેહલગ્ન અને પુનર્લગ્નના સિદ્ધાંતમાં માનનારો છું. અને હું ધારૂં છું, કે તમે પણ મ્હારા જ મતને મળતા અને મ્હારા જેવા કાચા–કુમારા જ હશો.

ચતુ–(સ્વ) અરે દીકરા મ્હારા ! ઘેર એનો ધણી ખાસ્સો બત્રીસ વરસનો બેઠો છે.

જયો–તમે એમ શા ઉપરથી માની લીધું ?

મધુ–તમને જોતા જ જાણે કે મ્હને જરા Love at first sight જેવું આંખમાં અને દીલમાં થઈ આવ્યું, એટલે.... કેમ તમને પણ એવું કંઇક થયું હતુને ?

ચતુ–(સ્વગત) ઘેર લાઇઝ ધી ખુબીલીટી.

મધુ–....તમે કંપની વગર એકલા ફરવા આવ્યા છો, એટલે એમ માની લેવાને મ્હને કારણ છે.

જયો–સોરી મી. મધુકર ! આઇ એમ મેરીડ.

મધુ–શું તમે પરણેલા છો ?

જયો–જી હા, પરંતુ આઇ ડોન્ટ લાઈક માઇ હસબંડ. ન્હાનપણમાં થએલા એ દેહલગ્ન મ્હને બિલકુલ પસંદ નથી.

મધુ–(સ્વગત) ધેટસ ઇટ.

જયો–તે ઉપરાંત એ એજ્યુકેટેડ છતા મેનર્સ અને એટીકેટમાં સાવ ઓરથોડોક્સ છે.

મધુ–બેટર ટુ લીવ હીમ ધેન.

ચતુ–(સ્વગત) નોટ બેટર ટુ લીવ હીમ બટ બેટર ટુ ચેન્જ હીમ. એટલો સુધારો કરવો.

મધુ–જો આપની ઇચ્છા હોય તો સેવક આપને થએલા અન્યાયને દુર કરવા આપને ખાતર પોતાના બ્રહ્મચર્યનો ભોગ આપવાને તૈયાર છે.

ચતુ–(સ્વગત) પોતાને ધર્માત્મા અને પૂણ્યાત્મા કહેવડાવતા બ્રહ્મચારી ભિષ્મ અને નારદના બીજા અવતાર જેવા આ જેન્ટલમેન લોફર ઉર્ફે ખાનદાનના સફરચંદો ! જોઈ લેજો એમની સિકલ ! શું એમના મોઢા ઉપર બ્રહ્મચર્યનું તેજ ઝળકે છે !

જયો–હા, પણ આપ ન્યાતે કેવા છો ? આઇ એમ બનીઆ બાઈ કાસ્ટ.

મધુ–એન્ડ સેવક નાગર બાઇ કાસ્ટ. પણ ઇટ ડઝન્ટ મેટર. બ્રાહ્મણ–વાણીઆ જેવી કાસ્ટ સીસ્ટમમાં હું માનતો જ

નથી. મ્હારા આઈડીઆઝ બહુ બ્રોડ છે. આવાં સ્નેહલગ્નોથી વર્ણશંકર પ્રજા ઉત્પન્ન થાય એ વાત સદંતર ખોટી છે. મ્હારૂં માનો તો તમે ડાઈવોર્સની અરજી કરી લગ્ન રદ કરો, અને મ્હારી સાથે સીવીલ મેરેજ કરી સ્વતંત્ર અને સુખી થાવ.

ચતુ–(સ્વગત) નીવા રખીએ મહેરબાન! આ અંગ્રેજી ભણેલાગણેલા ને સુધરેલા ખાનદાનના સફરચંદોના પરાક્રમ! અંગ્રેજી કેળવણી સુધારા અને ફેશને હિન્દુસ્તાનના ધર્મનું, ગૌરવનું અને આદર્શોનું ખૂન કરી નાખ્યું છે, એવો જૂના જમાનાના ડોસાઓ પોકાર પાડે છે, એમાં કાંઇ ખોટું છે? હોય, તો બોલજો. થાવા દીઓ....થાવા દીઓ....આપણા બાપનું શું જાય છે? હજુ તો આ નાટકના લવીંગ, એમ્બ્રેસીંગ અને કીસીંગ વીગેરે કેટલાંયે કમાલ સીનો બાકી છે.

જયો–ભલે, તમે મ્હને કાલે અહીં મળજો. હું આ બાબતમાં વિચાર કરીને તમને કાલે જવાબ દઇશ. (સ્વ–જોઇ લેજો, આ અમારે ખાતર બ્રહ્મચર્યનો ભોગ આપનાર મહાપુરૂષો! છે કંઈ એમનામાં બાકી! આ દ્રષ્ટાંત ઉપરથી જ સમાજ ધડો લે, કે સ્ત્રીઓને બગાડનાર પુરૂષો કે પુરૂષોને બગાડનાર સ્ત્રીઓ!) લ્યો, ત્યારે ગુડ ઇવનીંગ હવે.

મધુ–(હાથમાં હાથ મેળવતા) અરે પણ આપનું ઠેકાણું?

જયો–સેન્ડહર્સ્ટરોડ, બોમ્બે મેન્શન, થર્ડ ફ્લોર, ફોર્થ રૂમ રહ્યુંને ધ્યાનમાં?

મધુ–ઉભા રહો....જરા લખી લઉં. (કાગળ ન જડતા ખમીસની બાંય ઉપર લખી લે છે.)

જયો–અરે આ શું મી. મધુકર ?

મધુ–અરે તમારા ઠેકાણા કરતા કંઇ આ શર્ટ વધારે કીમતી છે ? પણ હ્યો, હવે તમે ચાલ્યા ક્યાં ?

જયો–બસ, હવે હું રજા લઇશ. મ્હને ઘણું મોડું થઇ ગયું.

ચતુ–(સ્વગત) ઘેર પેલો કીકલો રણશીંગુ વગાડતો હશે, અને મ્હારા કાકા એમના નામની માળા ફેરવતા હશે.

મધુ–પણ તમે ચાલતા શું કામ જાવ છો ? હ્યો ચાલો, મ્હારી ગાડી બ્હાર ઉભી છે. આપણે સાથે જ જઇએ. તમને ઘર આગળ ઉતારતો જઇશ.

જયો–માફ કરો, હું તો ચાલતી જ જઇશ.

મધુ–અરે એમ તે કંઇ થાય કે ? સાથે બેસતા શરમ લાગતી હોય યા ખરાબ લાગતું હોય તો એક કામ કરો. તમે એકલા જાવ. મ્હારો ગાડીવાળો તમને ઉતારી આવશે. પછી હું જઇશ.

જયો-ના....ના....એવી ખાસ જરૂર નથી.

મધુ–મ્હારા સોગન. બાઇ મી. તમારે મ્હારૂં એટલું માન તો આજ રાખવુંજ પડશે. (ગાડીવાળાને) ફેન્સી ! જા એમને ઘેર મુકી પાછો આવ. હું અહીં બેઠો છું.

જયો-હ્યો, ત્યારે કાલે મળજો, ભૂલતા નહિ.

મધુ-સર્ટનલી માઈ લવ.

ચતુ-(સ્વગત) લવ એટલે પ્રેમ! પણ આ જગ્યાએ એનો અર્થ બ્હાલી!

જયો-પણ જુઓ, કાલે કદાચ મ્હારો વિચાર થાય, ને હું તમારી સાથે સીવીલ મેરેજ કરવા હા પાડું, તો તે પહેલા મ્હારે તમને ચોકખેચોકખું જણાવી દેવું જોઈએ, કે ઘરમાં કે બ્હાર બધે તમારે મ્હારા કહ્યાસર ચાલવું પડશે. પાછળથી તકરાર નહિ ચાલે.

મધુ-વેરી વીલીંગલી. તમારી જે કંઇ શર્તો હોય તે કહી સંભળાવો.

જયો-જુઓ, સાંભળો.

### ગાયન-૪

[બાપુ પૈસાનો જોઇ ચળકાટ—એ રાગ]

અમે બૈરાનું રાજ બધે કરશું, બોલો તમને ફાવશે કે?
અમે ફાવે ત્યાં હરશું ને ફરશું, બોલો તમને ફાવશે કે?
અમે મર્દોથી મિત્રતાયે કરશું, બોલો તમને ફાવશે કે?
અમે પગલાં સ્વતંત્રતાના ભરશું, બોલો તમને ફાવશે કે?

મધુ-ત્હારા સઘળા એ રૂલ...છે સેવકને કબુલ,

જયો-આવી શર્તોના પૂલ...બોલો ફાવશે કે?...અમે.

તમે જ્યાં જ્યાં જશો ત્યાં અમે જઇશું, નહિ ઘરમાં ભરાઇ હવે રહીશું,
તમે થાશો એવાજ અમે થઈશું, બોલો તમને ફાવશે કે?

અમે મીટીંગ-મેળાવડાઓ ભરશું, સ્ત્રી-શિક્ષણનો પ્રશ્ન હાથ ધરશું, તમો સ્હામે ઉમેદવારી કરશું, બોલો તમને ફાવશે કે ?



મધુ-(હાથમાં હાથ મેળવી) જ્યો, ત્યારે હવે રજા. ફ્રેન્સી ! એમને સંભાળીને સેન્ડહર્સ્ટરોડ પર મુકી આવજે.

ફ્રે-બહુ સારૂ સાહેબ !

[મધુકર છૂટો પડે છે.]

જ્યો-ચાલ, હું આવું છું. (ફ્રેન્સી આગળ જાય છે. જ્યોતિ ખડખડાટ હસી પડે છે.) કવિઓ કહે છે, કે સ્ત્રીઓના રૂપમાં કોઇ અજબ જાદુ છે, અને એ વાત તદ્દન ખરી છે. આવા ભદ્ર પુરૂષો, જે રસ્તે જતી-આવતી સ્ત્રીઓને પોતાની મા બ્હેનની નજરે નિહાળવાને બદલે વિકારી આંખે અવલોકે છે, અને આ પ્રમાણે પોતાની સોનેરી જાળમાં સપડાવે છે, તેમને....

[વચ્ચે ચતુર કુદી પડે છે]

ચતુ-તેમને આમ લટકાં-મટકાં કરતા તીરછી નજરથી સીવીલ મેરેજનાં પ્રોમીસ આપી સીસામાં ઉતારવા, એટલે સુધરી જશે, કેમ ખરૂં ને ?

જ્યો-કોણ તું ! (ચમકે છે.)

ચતુ-કાકી સાહેબ ! અનુભવીઓ કહી ગયા છે, કે સ્ત્રીઓનો વિશ્વાસ કોઇ કાળે કરવો નહિ, એ વાત સોળેસોળ આના

સાચી છે. સ્ત્રી–ચરિત્રે વિક્રમ જેવાની ગરદન નીચી ઝુકાવી તો બિચારા મ્હારા ભોળા કાકાની તે શી વિસાત કેમ?

જયો–(કાન પકડીને) પણ અલ્યા ચતુરિયા! તું અહીં એકાએક ક્યાંથી ફુટી નીકળ્યો?

ચતુ–મહેતાજીએ આ રોમીઓ ને જુલીએટનો પીસ ગોખવા આપ્યો છે, તે ઘેર કેમે કરી મોઢે ન ચઢયો, એટલે જરા બાગમાં વાંચવા આવ્યો. ત્યાં તો તમારા બે ચાર લવ સીનો જોયા ને લવ લેકચરો સાંભળ્યા, એટલે બસ....

જયો–એ તું શું બકે છે? ગાંડા જેવો....

ચતુ–એ કાકી સાહેબ! એમ ઉડાવવાની વાત રહેવા દેજો.

બે પ્રેમીઓ વાતે ચઢે ત્યાં ભાન કંઇ રે'તું નથી,
દરકાર કોઇ જાસુસની કે ટાઇમની લેતું નથી.
આશક અને માશુક વિના આંખે કશું ચઢતું નથી,
બસ પ્રેમની તલવાર વિણ કો અન્યથી લઢતું નથી.
નિર્બળ અગર બળવાન હો! ઘાયલ બધાંયે થાય છે,
બુલબુલ આવા જોઇ...લોકો આમ અંજાઈ જાય છે.

કેમ ખરૂં છેને? સાચું કહો, આ હવે શાનો ગોટાળો છે? કાકાને પાંજરાપોળ મુકી આવવાનો વિચાર તો નથીને?

જયો–ચતુર! જ્યારે હવે તું આ તમામ નાટક જોઇ જ ગયો છે, ત્યારે એનો ખરો ભેદ પણ સાંભળી લે. પણ જોજે, એ નાટક પૂરૂં ભજવાઈ રહે નહિ, ત્યાં સુધી મોઢામાંથી એક શબ્દ પણ બ્હાર કાઢતો નહિ.

ચતુ—તમારા સોગંદ. તે માટે તમે બેફિકર રહો એ તમામ પ્રાઈવેટ રહેશે.

જયો—જો....આજકાલ પુરૂષો અમને સ્ત્રીઓને માનની દ્રષ્ટિએ નિહાળવાને બદલે વિકારભરી દ્રષ્ટિએ નિહાળી રહ્યાં છે. સમાજમાં અમારૂં સ્થાન એક કુતરા જેટલું પણ નથી અમને પુરૂષો કરતા નાજુક, ઓછી અક્કલની અને હલકા ગણવામાં આવે છે. તેથી મ્હારો વિચાર ત્હારા એડયુકેટેડ કાકા અને આવા સુધરેલા ખાનદાનોના સફરચંદોને સ્ત્રીઓની શકિતનો પરચો બતાવી આપી જીંદગી સુધી યાદ રહે એવો ધડો આપવાનો છે.

ચતુ—તેથી જ તમે મ્હારા કાકાને રાંધવાની પ્રેકટીસ આપતા હશો! કેમ ?

જયો—જરૂર. 'રાંધવું એમાં શું ? ઘર સંભાળવું, છોકરાં ઉછેરવા, એમાં શી મોટી ધાડ મારવાની ?' એવો પુરૂષોને ફાંકો છે. અને મ્હારે એ એમના મગજમાંથી કાઢી નાખવો છે. એટલું જ નહિ પણ સ્ત્રીઓ એ પુરૂષોના જેટલી જ બુદ્ધિવાન અને મહેનતુ વ્યકિત છે, એમનામાં પણ પુરૂષોનાં જેટલુંજ મનુષ્યત્વ છે, એ સાબીત કરી આપવું છે. બોલ, તું મ્હને એમાં મદદ કરીશ ?

ચતુ—(વચન આપે છે) ઓહ આઇ સી....બાબત એમ છે, તો તો જરૂર હયે, એ ઘડી કાકાનો વરઘોડો જોવાની જે મોજ આવે તે ખરી.

જયો—તો ચાલ તું પણ મ્હારી સાથે; અને એક કામ કર. પરમ દિવસે એમની વર્ષગાંઠ છે, એટલે એમના મિત્રો ચડ્ડાપાણી પીવા આવવાના છે. હું એમનું સ્વાગત કરવાની ના પાડીશ. પછી તું વચ્ચે પડીને અમારી બંનેની વચ્ચે હું કહું એવી શરતો કરજે. પછી જોજે એ સ્નેહલગ્નના ઉમેદવારનો પ્રારસ...

ચતુ—ઓલરાઈટ, એ કામ મ્હારૂં. પણ તમે કાલ તો એ સદ્‌ગૃહસ્થને એપોઈમેન્ટ આપી છે! તેનું કેમ?

જયો—અરે એપોઇમેન્ટ શી ને વાત શી? એ તો ખાલી બે ઘડી બનાવટ!

ચતુ—એમ છે?

જયો—ત્યારે વળી કેમ?

ફેન્સી—(પ્રવેશે છે.) બાઈ સાહેબ!

જયો—અરે હા....લે....ચાલ....

[ત્રણે ચાલતા થાય છે. પડદો ઉંચકાય છે]

---

**પ્રવેશ ત્રીજો *સમય: સંધ્યાકાળ* સ્થળ: મહેતાજીનું રસોડું**

**[ પાત્રો: જયમણિ-ચતુર-જયોતિ ]**

(મહેતાજી સગડી સળગાવી ઉપર દૂધની તપેલી મુકી એક હાથે વીંઝે છે. બીજે હાથે ભેકડો તાણતા બચ્ચુને પારણામાં નાખી હીંચે છે)

જય—શું કરૂં? ભાઈઓ! કહેવત છે, કે:

અન્ય પાસે એબ ઘરની કોઈ દી નહિ ખોલીએ.
નિજ બાયડીની બહાદુરી જાહેરમાં નહિ બોલીએ.
મ્હારે તમારે બેઉને ત્યાં એક સરખું માનીએ,
છે શાસ્ત્રનો સિદ્ધાંત કે બૈરાંની બુદ્ધિ પાનીએ.
પણ જમાનો એ ગયો આજે સુધારાને સ્થાન છે,
ચતુર હોય તો ચેતજો **આમની બાબત આમ છે.**

એક વખત એવો હતો, કે મીસીસ પહેલવહેલા સાસરે આવ્યા હતા, અને આ સેવકને ઘર ઇંદ્રભુવન જેવું લાગતું હતું. આજ એ વ્હાલી હીમ જેવી લાગતી ગૃહદેવી કડવી ઝેર જેવી લાગે છે. જ્યારે એ રાંધતી હતી, મ્હને ખવડાવતી હતી, ઘરનાં તમામ કામ કરતી હતી, ત્યારે હું મ્હારી પતિ તરીકેની ફરજ બજાવી એને વારંવાર ધમકાવી મ્હારી મહત્તા બતાવતો હતો. એને અરસિક, ગંદી, ફુવડ, ઓરથોડોક્સ, અને ભણી પણ ગણી નહિ, એવું એવું બોલતો હતો. 'રાંધવું એમાં શું ? ઘર સંભાળવું એમાં શું ? બૈરાનો અવતાર ઢેમ....બૈરામાં અક્કલ કેટલી ? ઉંઠા જેટલી. એમની બુદ્ધિ પગની પાનીએ ! બૈરાં ! બૈરાં એટલે શું ? પુરૂષોનાં પગનાં પગરખાં, એવી એવી મ્હારી માન્યતાઓ હતી. પણ જ્યાં મ્હારા આવા સ્વભાવ ને વિચારથી કંટાળેલા મ્હારા એ ગૃહદેવી આ પનોતા પુત્રની ભેટ કરવા માટે મ્હને પહેલવહેલા છોડી પીએર સિધાવ્યાં, ને સેવક લગભગ ચાર માસ સુધી રસોયાની, નોકરડીની

અર્થાત્ એમની ડ્યુટીની તાલીમ લઈને ધરાયા, ત્યારે જ ખબર પડી, કે: એ ભાઈસાહેબ! આપણાથી ચાર દહાડાય એ ચુલા પાસે બેસાય નહિ, ને તાપે ખવાય નહિ, તેમ ઘરે સંભાળાય નહિ. 'ઘર ચલાવવા કરતા ઘર સંભાળવું એ મહા દોહ્યલું છે.' એ એમના શબ્દોનો અનુભવ મ્હને હવે જ થયો. ભગવાન તોબાહ! ઇશ્વર સાત જન્મે પણ મ્હને સ્ત્રીનો અવતાર ન આપે! એમનું કામ એમનાથી જ થાય, અને એજ કરે! બૈરૂં એ બૈરૂં અને મરદ તે મરદ! એ તે એ ને આપણે તે આપણે જ!

છેવટ બહુ બહુ પત્રો લખ્યા છતા જ્યારે એમની તરફથી કંઈ જવાબ મળ્યો નહિ, ત્યારે હારીને અંતે સેવક વણતેડ્યા સાસરે ગયા. ત્યાં એમની તમામ શર્તો જી-હુજૂર કહી કબૂલ-મંજૂર કરી એમને અહીં વાજતે-ગાજતે તેડી લાવ્યો. પણ પછી તો-અહીં આવ્યા પછી તો કોણ જાણે કેમ તે મ્હેં જરા નમતી દોરી મુકી, એટલે એમનું ચઢી વાગ્યું. સુરતમાં સર્વીસ છુટી જતા એમની ઇચ્છાને માન આપી સેવક અહીં ઓમ્બે પધાર્યા, અને એમની અને એમના બાપની ઈન્ફ્લ્યુઅન્સથી આ નોકરી મળી, એટલે તો પછી એમના રૂઆબનું પૂછવું જ શું? એમનું પીએર અહીંઆ રહ્યું, એનો બાપ વકીલ રહ્યો, અને વળી એ નોકરી કરતી થઇ, એટલે એમનું છેક જ ચઢી વાગ્યું. પરિણામમાં આજ મ્હારે બદલે લેક્ચર

અને મીટીંગ એ એટેન્ડ કરે છે, અને સેવક ઘર સંભાળે છે. મહેરબાન સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ! મ્હારા સંસાર–છાપાની આ છેલ્લામાં છેલ્લી ખબરો છે. જો કે મ્હારા એ ભલા નોમીનલ વાઇફ મ્હને વારંવાર એમના હસબંડ તરીકેનું પરમીનન્ટ રેઝીગનેશન આપવા ફરજ પાડે છે, પણ આ સેવક જ ના પાડે છે. કારણ કે આવા મોંઘવારીના વખતમાં જ્યાં મ્હારા જેવા સેંકડો વાંઢાઓ બેકાર રખડે છે, ત્યાં મ્હારે બીજી શોધવા જવું કયાં? તેના કરતા તો જે છે, એજ ઠીક છે. એમ સમજી ચલાવી લઉ છું. અને મનમાં રોજ પેલું નરસિંહ મહેતાનું પદ બોલું છું, કે: "જે ગમ્યું જગત ગુરૂદેવ જગદીશને તે તણો ખરખરો ફોક કરવો.' સ્વ. કવિ કલાપી પણ કહી ગયો છે, કે: "....સહન કરવું એય છે એક લ્હાણું.'

સર્વીસ કરે એ સ્કુલમાં...મ્હારૂં કુકીંગનું કામ છે,
છે કાયદો ઉંધો અમારે...ઘેર આનું નામ તે!
જો યુદ્ધ ખેલું રોજ તો...ઇજ્જત તણું લીલામ છે,
એ વાત કહેવા જાઉં તો...મહીઅર જવાનું નામ છે.
સમજું છું ને શરમાઉં છું...કે આ સ્ત્રીઓનું કામ છે,
પણ શું કરૂં? જાણો તમે...કે **આમની બાબત આમ છે.**

[ ઘરમાં જઈ પરીક્ષાના પેપર તપાસવાના લઇ આવે છે. ]

ચતુર–(પ્રવેશે છે–સ્વગત) જોઈ લ્યો, સાહેબો આનું નામ લગ્નનો લ્હાવો! જે પુરૂષો સ્ત્રીઓ અને એમના આ

કાર્યની મશ્કરી કરે છે. એમને આ લહેજતનો અનુભવ એક વાર ખાસ લૂટવા મ્હારી મજબુત ભલામણ છે.

વાંઢા કુમારા કંઇક આ પરણેલની ઇર્ષ્યા કરે,
ને બાયડી પાછળ બિચારા છેક ગાંડા થઇ ફરે.
એ દીવાનાને ઢીંચવા આ અનુભવનો જામ છે,
નહિ જોયું હોય તો જોઇ લેજો **આમની બાબત આમ છે**

ચાલો, હવે વન સ્ટેપ ફોરવર્ડ. (એક પગલું આગળ-પ્રકટ) મહેતાજી સાહેબ ! સલામ.

જય-સલામ, ભાઈ સલામ.

(ઉભરાતા દુધની તપેલી હાથે ઉંચકી ઉતારવા જતા દાઝે છે. તપેલી મુકી દેવાતા દુધ ઢોળાઇ જાય છે. એટલે આંગળી મોઢામાં નાખે છે.)

જય-ઓ....બાપ....અરરર....હરામખોર ! તારે પગલે મ્હને ડા'મ દેવાયો ને દુધ ઢોળાઈ ગયું તે જૂદું. ભગવાન સાતે ભવમાં કોઇને બાયડીનો અવતાર ન આપે. આ આવડા સરખા ભણવા આવતા નિશાળના છોકરા આગળ પણ પોઝી-શન ઢેમ થઈ ગયું. આ કંઇ થોડી ફજેતી છે ?

ચતુ-(અજાણ્યો થઇને) કાકા ! કાકો ક્યાં ગયા ? આ શું ? આજે કંઈ તમારે હાથે બંસી બજાવવી પડે છે? તમારા જેવા ભણેલા ગણેલા માણસને તે આવું બાયડીનું બાયલું કામ શોભે ?

જય–ભોગ મ્હારા ભાઇ ! તું જા મ્હારા બાપ હમણાં (જગ્યા સાફ કરતા) પેલા જનમના પાપ કીધેલા....(સ્વગત) જાણે એમ થાય છે, કે આ ફજેતી કરતા તો આપઘાત કરીને મરી જવું સારૂં.

ચતુ–કેમ બોલતા નથી ? લાવો હું સાફ કરવા લાગું. (મદદે લાગે છે.) કાકી રીસાયા છે, પીએર ગયા છે, ખાટલામાં પડયા છે, કે પછી ચાર દિવસની કંપલસરી લીવ પર....

જય–(મોઢે હાથ દાબી દે છે) હાં હાં, એ તું શું બકે છે ? ચતુર ! ત્હને શું કહું ? મ્હારૂં કપાળ. મ્હારા કરમના ભોગ છે, દીકરા !

ચતુ–પણ એમાં આમ મરદ જેવા મરદ થઇને રડો છો શાના ? જે હોય તે જલ્દી હિંમતથી કહી નાખો, કે ઉપાય થાય. સમજ પડે. દેવલોક તો નથી પામ્યાને ? છે તો જીવતા ને સાજાસમાને ?

જય–જીવતી છે, છતા મ્હારે મન તો એ મરેલી જ છે.

ચતુ–હેં ! એ વળી શું ? અજબ ! શું કંઇ ૧૮૫૭ ના બળવા જેવું તો ઘરમાં નથી ફાટી નીકળ્યુંને ? તેવું હોય તો બોલજો, સરકાર માબાપને સુલેહશાન્તિ જાળવવા ખબર કરશું.

જય–તેવું જ છે, ભાઈ ! તેવું જ છે. મ્હારે નસીબે છેલ્લા બે માસ થયા લોઢાને પાયે પનોતી બેઠેલી છે. અને તે પણ

વરસ બે વરસ કે સાડા સાત વરસની નહિ પણ જીંદગીની હોય એમ લાગે છે.

ચતુ–તો કોઈ બ્રાહ્મણને બોલાવી ગાયત્રીનો પાઠ કરાવો. ક્યાં ગામમાં તોટો છે ?

જય–ચતુર ! આ મશ્કરી કરવાનો વખત નથી. ભાઈ ! ત્હારી કાકીએ કાકાની અને કાકાએ કાકીની જગ્યા સ્ત્રી–પુરૂષનાં કામના અનુભવ લેવાને માટે હાલ કેટલોક વખત થયા અવરનવર કરી છે. તેનું આ પરિણામ છે.

ચતુ–ઓહ આઇ સી. હવે સમજ્યો. અને તેમાં આપના શરદીવાળા બહનથી કાકી–સાહેબનો તાપ ઝીલાતો લાગતો નથી. કેમ એમનેજ ને ?

મધુ–એમજ છે. હવે તો હું એનાથી અને દુનિયાથી બંનેથી કંટાળ્યો છું. તું કંઇ રસ્તો બતાવે છે ?

ચતુ–જોઇએ એટલા. રેલ્વે લાઇનના પાટા પર સુઇ જઈ સુઇસાઈડ કરો, તેમ ન બને તો લંગોટી મારી ભરથરીની માફક ‘ ભીક્ષા દેને મૈયા પીંગળા ’ કહી અહાલેક જગાવો, ક્યાં તો પછી કાશીએ જઇ કરવત મુકાવો.

મધુ–એ તો છેવટ કબીરજી કહી ગયા છે, એમાં તેં નવું શું કહ્યું ?

ચતુ–હવે પડતી મુકો એ વાત હમણા. મ્હને બાગમાં અત્યારે માસ્તર મોહનલાલ મળ્યા હતા, અને તેઓ કહેતા હતા,

કે પરમ દિવસે મી. મધુકરની વર્ષગાંઠ છે. એની એમને યાદ આપજે. આઠ દિવસથી એમણે ન્હોતરૂં દીધું છે, એટલે બધા શિક્ષકો એમને ત્યાં ચાહપાણી પીવા આવવાના છે. શું આ વાત ખરી ?

જય–અરે હા. એ તો હું ભૂલી જ ગયો. મ્હેં જ બધાને આમંત્રણ આપ્યું હતું, હવે....

ચતુ–ભલે આવે. શનીવાર છે, એટલે આ સેવક પણ મદદ કરશે.

જય–પણ ત્હારી કાકીનું શું ? એ લોકો અહીં આવે; અને મ્હારી આ હાલત જુએ, તો મ્હારા બાર વાગી જાય. નિશાળમાં બધાની આગળ હું મ્હારી એજ્યુકેટેડ વાઈફને માટે મોટી મોટી તોપ મારૂં છું, અને તેમાં જો એમના દેખતા મીસીસ મીજાજ ગુમાવી મ્હારી રેવડી દાણાદાણ કરી નાખે, તો ઉફ ! મ્હારી ઇજ્જતનું વગર બીટ બોલે લીલામ થઇ જાય.

ચતુ–હા, એ બાબત જરા વિચારવા જેવી ખરી ! જો તમે કહેતા હો, તો હું તમારા બેઉની વચ્ચે પડી સમાધાનીના સંદેશા ચલાવું, અને કંઈ તોડ કાઢું.

જય–તો તો ત્હારો મ્હોટો ઉપકાર, ભાઈ!

ચતુ–પણ પછી તમારે હું જે શર્તો રજુ કરૂં તે વગર આનાકાનીએ કબુલ કરવી પાડશે, તેમજ આ વખતની અંગ્રેજીની પરીક્ષામાં પણ....

જય–સોમાંથી સત્તાણું માર્ક ! પછી કંઈ છે ? તું આટલી એક દિવસ મ્હારી લાજ સાચવને, કે ગંગા ન્હાયા.

(ત્યાં ફીક્સો પારણામાં બેંકડો તાણી ઉડે છે. જ્યોતિ પણ પ્રવેશ કરે છે.)

જ્યો–કેમ કેટલી વાર છે? રસોઇ તૈયાર થઈ ગઈ? ચાલો, જલ્દી કરો. ભાણાં કાઢો. હજુ આગલા ખંડમાં દીવો પણ સળગાવ્યો નથી. બારણે આઠ વાગવા આવ્યા. અત્યાર સુધી શું કરતા હતા? દુધ ગરમ કર્યું? લાવો, એને મ્હારી પાસે લાવો. એ ભૂખ્યો થયો હશે. જાવ, ઘરમાંથી દુધની સીસી લઈ આવો.

(જયમણિ બાળકને એના હાથમાં આપી સીસી લેવા ઘરમાં જાય છે.)

જ્યો–કાં ચતુર! તમે પુરૂષો ઘરનાં બૈરાં ઉપર બ્હારથી આવતાની સાથે આવો જ રોફ કરવા મંડી જાવ છોને?

ચતુ–(કાન પકડીને) ના કેમ કહેવાય? એક વાર નહિ પણ હજાર વાર કબુલ.

જ્યો–અને મ્હેં પેલી વાત કરી હતી તેનું કેમ? વાઘ કે બકરી?

ચતુ–વાઘ....વાઘ....તમે એમને આવવા તો દયો. પછી મ્હારો રૂઆબ જોજો.

[માસ્તર દુધની સીસી લઇ આવે છે, તે બાળકનાં મોઢામાં આપી]

જ્યો–કાં! ઉભા છો કેમ? જાવ, ભાણાં પીરસો, હું હમણા આવી.

જય–(ચતુરને કાનમાં) પછી પેલી વાત....

ચતુ–તમે એમની પાસે જાવ, ને ધીમેથી શરૂઆત કરો, એટલે....

જય–પણ મ્હને તો એના ઘાંટાની બ્હીક લાગે છે, ચતુર!

ચતુ–અરે મર્દ જેવા મર્દ થઇને આવી મીઠા વગરની શી વાત કરો છો? મ્હારા ભાઇ! જાવ....જાવ....આગળ વધો. (હડસેલી આપે છે.)

જય–(ડરતા ડરતા) જયોતિ ડીઅર! સાંભળો છે કે?

જયો–શું કહો છો? બધું તૈયાર થઇ ગયું? પાણીના લોટા-ગ્લાસ ભર્યા? વાર હોય તો પથારી પણ પાથરી મુકો, એટલે પત્યું.

જય–બધું તૈયાર છે. હવે આપ કપડા બદલીને પધારો એટલી જ વાર છે.

જયો–કપડા બદલવાની મ્હને પુરસદ નથી આજ કપડા ચાલશે. હજુ મ્હારે મ્હારી એક બ્હેનપણીને ત્યાં જવાનું છે. અને ત્યાંથી અમે સીનેમા જોવા જવાના છીએ, એટલે કદાચ મોડું વ્હેલું થાય તો બારણા દઇને સૂઇ જજો. સમજ્યા? (સ્વગત–કેમ બરાબર છેને? પુરૂષો એમની સ્ત્રીઓને આમ જ કહે છેને?)

જય–બહુ સારૂ, પણ મ્હારે આપને એક ખાનગી વાત કરવાની છે.

જયો–જે કંઇ કહેવાનું હોય તે કાલ સ્હવારે કહેજો, અત્યારે મ્હને સાંભળવાનો વખત નથી.

જય–પણ એ બહુ જ અગત્યની છે. અત્યારે જ એનો નિકાલ થવો જોઇએ.

જયો-(કાંડે બાંધેલા ઘડીઆળમાં જોઇને) ઓલરાઈટ, પાંચ મીનીટ આપું છું. એટલામાં જે કંઇ કહેવું હોય, તે ટુંકાણમાં કહી દયો.

જય-જાણે કે બાબત એમ છે, કે....

જયો-કટ ઇટ શોર્ટ આઇ સે. લાંબુ વિવેચન ન જોઇએ. તમને પુરૂષોને વાત પણ કેમ કરવી ? તે આવડતી નથી. ટાઇમની કિંમત જ નહિ.

જય-ભલે, તો દયો, હું ટુંકમાં પતાવું છું. પરમ દિવસે મ્હારી બર્થ ડે (જન્મદિવસ) હોવાથી મ્હારા મિત્રો વિગેરે ચ્હાપાણી પીવા પધારવાના છે.

જયો-ભલે આવે, હોટલમાં કે બાગમાં લઇ જજો. એવી એવી નજીવી બાબતમાં મ્હને શું કહેવાનું હોય ? સોરી, હું એ વખતે હાજર રહી શકું એમ નથી. મ્હારે તો સ્ત્રી-મંડળની ખાસ મીટીંગમાં જવાનું છે.

જય-પણ એક દિવસ મ્હારે ખાતર ન જાય, ને અમને બધાને ત્હારે હાથે ચાહ બનાવી પાય, તો ન ચાલે ? એટલી મહેરબાની....

જયો-શું કહ્યું ? તમારો જન્મદિવસ ! તેમાં તમારા દોસ્તદારોને હું ચાહ બનાવીને પાઉં ! અમારા જન્મદિવસ તમે પુરૂષો કેવાક ઉજવો છો કે ઉજવવા દયો છો વારૂ ? અમારી કેટલીક બ્હેનપણીને તમે અમને ન્હોતરવા દયો છો ?

જય-અમારી એ ભૂલ છે. હું કબૂલ કરૂં છું.

જયો–તે નહિ બને. એવા મોઢાનાં વચન તો તમે લોકે બહુ વાર આપ્યા, ને બહુ વાર ઉથાપ્યા. તમને લુચ્ચાં પુરૂષોને ગરજ વખતે અમને મીઠું મીઠું બોલી પટાવી લેવાની વિદ્યા બહુ સારી આવડે છે, એ અમે જાણીએ છીએ. ચાલો, ખસો....

જય–(સ્વગત) ચતુર! હવે તો ત્હારી કાકીને તું સમજાવે તો ખરો!

ચતુ–કાકી! લાવો કીકાને મ્હારી પાસે. (લઇ લે છે. પારણામાં સુવડાવે છે) કાકી! કાકા રડવા જેવા થઈ ગયા છે, અને વખતે કદાચ આબરૂના માર્યા આપઘાત કરી બેસે એવો સંભવ છે. તો આટલી વખત મ્હારી જામીનગીરી પર....

જયો–તું એમની તરફથી વકીલ થઇ આવ્યો છે, કેમ?

ચતુ–વકીલે નહિ, ને દલાલે નહિ. મ્હારી તો જાણે એમ સલાહ છે, કેઃ

લેવી ન્હાના પાસથી પણ ચાતુરીની વારતા,
પતે કજીઓ ઘેર મેળે કાજી પાસે ના જતા.

તે મુજબ નિરાશાના માર્યા કાકા કંઇ વસમુ કરી બેસે, તે પહેલા તમે સમજીને તમારી શર્ત મુજબ એટલો એક દિવસ એમનું માન રાખો તો ઠીક! એમના મિત્રો વચ્ચે એમનો મોભ્ભો જાળવો એમાં તમારી પણ શોભા છે, એમ હું માનું છું. પછી તો જેવી આપની ઇચ્છા! (સ્વગત–કેમ કાકા! કેવી કરી!)

જયો–ઠીક છે, જો મ્હારા કહ્યા મુજબ વર્તવાની એ હા પાડતા હોય તો એ મહેમાનોની આગતા–સ્વાગતા કરવા હું વિચાર કરીશ.

ચતુ–લ્યો, કાકા ! હવે તમારા તકદીરના ફાટક વગર હડસેલ્યે ઉઘડી ગયા. પણ કાકી તમારે માટે કેટલાક ખાસ ઓર્ડિનન્સો બ્હાર પાડવા માગે છે. તે તમામ તમને પરમ દિવસ માટે લાગુ પડશે. વિચાર છે ?

જય–અરે ભાઈ, એ કહે તેમ આપણે બધું કબૂલ છે.

ચતુ–લ્યો, ત્યારે કાકી ! (ગજવામાંથી કાગળ પેન્સીલ કાઢે છે.) આપના સ્પેશીઅલ ફરમાનો હવે એક પછી એક બોલ્યા જાવ.

જયો–આજ પછી અમારી સ્ત્રીઓની કોઇ પણ જાહેર કે ખાનગી પ્રવૃત્તિઓમાં કે સ્વતંત્રતામાં આડે આવવું નહિ.

ચતુ–કેમ કાકા ! છે કબૂલ ?

જય–કબૂલ....ભાઈ કબૂલ.

ચતુ–વારૂ પછી ?

જયો–અમને ઘરની નોકરડી કે રાંધનારી દાસી ગણવી નહિ, તું-તાથી બોલાવવી નહિ, અમારી ઉપર હાથ ઉપાડવો નહિ, મ્હોંમાંથી ફાવે એમ એલફેલ બોલવું નહિ, પાંચ માણસોની વચ્ચે અમારૂં માન જાળવી સભ્યતાથી વાત કરવી, અમે કોઈ પુરૂષ મિત્રો સાથે જાહેરમાં કે ખાનગીમાં કંઇપણ

વાતચીત કરીએ તો વ્હેમાવું નહિ, તેમ હમેશા તમે-અમે લ્યો-લાવો વીગેરે માનવાચક સંબોધનથી અમને બોલાવવા.

ચતુ–આ ઓર્ડીનન્સ નંબર ટુ. કબૂલ છે કે કાકા?

જય–કબૂલ, ભાઈ કબૂલ. એકસો એક વાર કબૂલ. (સ્વગત) શું કરીએ? ગરજે ગધેડાને પણ બાપ કહેવો પડે.

ચતુ–ચાલો એ પણ પાસ. પછી?

જયો–આવતી કાલે મ્હારી કેટલીક બ્હેનપણીઓ તથા મ્હારા કેટલાક પુરૂષ-મિત્રોને પણ હું ઇન્વીટેશન આપીશ. તેમાં સાથે સાથે અમારી સ્ત્રી-કેળવણીના લાભાર્થે અમને એક સુંદર સીવીલ મેરેજનો લવ-સીન ભજવવા દેવો.

ચતુ–બોલો કાકા! શું વિચાર?

જય–લવ સીન!

જયો–વિચાર થાય, તો હું પણ એમાં મુખ્ય ભાગ લઉં?

ચતુ–કાકી! કાકાને તમારી આ છેલ્લી શરતને માટે જરા વાંધો છે, એટલે....

જયો–તો રહેવા દયો. હું કંઇ નવરી નથી. આઇ હેવ નો ટાઇમ ટુ સ્પેર....

ચતુ–કાકા! આ જરાને માટે આખો કેસ માર્યો જાય છે. આટલી છુટ મૂકી છે, તો એટલી વધારે.

જય–ભલે ત્યારે, ત્હને જેમ ઠીક લાગે એમ કર. નવ્વાણું ત્યાં ભર્યા સો.

ત્હારે બીજું કામ એ કરવાનું છે, કે હું ત્હને ચિઠ્ઠી લખી આપું તે લઈ તું બાગમાં જઇ કાલ મધુકરને આપી આવજે. દરમ્યાન હું પણ મ્હારી સખી મીસ જેનને મળી તેની પેલી કાળી સોખણુ આયા નામે રોઝી છેને, તેને મ્હારા કપડા પહેરાવી એ પારકી સ્ત્રીઓ પર બદદાનત કરનાર જેન્ટલમેન લોફરની બરાબર ફજેતી કરવાની તૈયારી કરૂં છું. સમજ્યો ? જા ત્યારે હવે કાલે મળજે.

ચતુ–ઓલરાઇટ.

જયો–ઠેન્ક યુ.

[ બંને શેકહેન્ડ કરી છુટા પડે છે. પડદો પડે છે. ]

પ્રવેશ–ચોથો સ્થળ: જેન્ટલમેન કલબ

[ પાત્રો: મધુકર–મવાલીમિત્રો–ચતુર ]

[ કલબમાં જાત જાતના સેમ્પલો એકઠા થએલા હોય છે. એકના હાથમાં ટેનીસનું રેકેટ, બીજાના ગજવામાં દારૂની બાટલી, ત્રીજાના મોઢામાં ચીરૂટ વીગેરે. ]

મધુ–( દાખલ થાય છે. ) મ્હારા દીલોજાન દોસ્તો મ્હેં આપને કહ્યું હતું, કે બનતા સુધી હું આજરોજ મ્હારી સ્નેહલગ્નની સુંદરી સાથે આપને બધાને ઇન્ટ્રોડયુઝ કરાવીશ, પરંતુ બાબત એમ બની છે, કે એમના એપોઇન્ટમેન્ટ મુજબ એઓ આજ ચાર વાગ્યે મ્હને મળવા બગીચામાં આવી

ચતુ–હોલ્ટ ! થોભો ! કાકી સાહેબ ! કાકા એમનો વાંધો પાછો ખેંચી લે છે. બસ, હ્યો. હવે આની ઉપર બંને સહી કરો.

[ બંને સહી કરે છે. ]

જયો–ચતુર ! એમને કહી દે, કે પરમ દિવસે જરા અપ–ટુ–ડેટ પોશાક પહેરી ઇંગ્લીશ એટીકેટ જાળવે. મ્હારા હાઇકલાસ ફ્રેન્ડસ પધારશે.

ચતુ–કાકાશ્રી ! કાકીનું છેલ્લું ફરમાન સાંભળ્યું કે ? એવણ એવી તા. ક. મારે છે, કે તમારે એ વેળા જરા ઇશ્કીટાઈટ રહેવું, ને આ ગામડીઆ સીસ્ટમને લીલું નાળીએર આપવું. સમજ્યા ?

જયો–ભલે, ભાઈ ! જેવો એમનો હુકમ.

ચતુ–જાવ ત્યારે હવે સીધાવો અંદર, ને જમવાની તૈયારી કરો. પછી જેમને આમંત્રણ આપવું હોય તેમનું લીસ્ટ મ્હને આપી દેજો, હું કહી આવીશ.

જય–બહુ સારૂ, ભાઇ ! ત્હારો તો જેટલો ઉપકાર માનું એટલો ઓછો છે.

[ મહેતાજી અંદર જાય છે. ત્યાં જ્યોતિ ને ચતુર ખડખડાટ સી પડે છે. ]

જયો–હા....હા....હા....હા. ચતુર ! બેડો પાર ! કેવા રમ વેંસ ! એમ કર્યા વિના પત્તો જ નહિ લાગે. હવે

શકયા નથી. પરંતુ એવણે એમના માણસ સાથે આ એક ચિઠ્ઠી લખી મોકલી જણાવ્યું છે, કે: 'તમારી માગણી ઉપર ઘેર જઇ મ્હેં પુષ્કળ વિચાર કરી સીવીલમેરેજ કરવાનો મક્કમ નિર્ણય કર્યો છે. પરંતુ મ્હારા હસબંડે કાયદેસર કોર્ટ સમક્ષ પોતાની રાજીખુશીથી હા પાડવાની ના પાડી છે, એટલે મ્હેં મ્હારા વકીલ પિતાની સલાહથી એક નવી જ યુક્તિ શોધી કાઢી છે. કાલ બપોરે પાંચથી સાતના ગાળામાં મ્હારા પિતા એમને પોતાની સાથે ગમે એ બ્હાનું કાઢી બ્હાર લઇ જશે. દરમ્યાન તમે તમારા બે ચાર ખાસ સ્નેહીઓ સાથે આવી રહેજો. હું પણ મ્હારા બે પાંચ વિશ્વાસુ સ્નેહીઓ સાથે તૈયાર રહીશ. તમે આવશો કે તરત જ આપણે સુધરેલી સ્ટાઇલે લગ્ન કરી નાખી એકદમ માથેરાન કે મહાબળેશ્વર ઉપડી જઇશું. એક વાર લગ્ન થઇ ગયા પૂછી એ જખ મારે છે. અને પછી મ્હને ઘરમાં રાખવાની એની હિંમત પણ પણ નહિ ચાલે. એજ......."

મ્હારા દોસ્તો ! જો કે એક જીવતા ધણીએ આ સાહસ ખેડવું એ જરા જોખમભરેલું અને આપણા જેવા જેન્ટલમેનોની ક્રેડીટને ધક્કો પહોંચાડે તેવું છે, છતાં સ્નેહ ને સંજોગો જોતા મ્હને એમ કર્યા સિવાય છુટકો નથી. બોલો, તમે બધા મ્હને મ્હારા આ કાર્યમાં સાથ આપશો ?

બધા—બોલ....બોલ....બોલ.

મધુ–શાબાસ ! તો હવો, ઉઠાવો પ્યાલી, અને કરો કંઠમાં ખાલી, મ્હારા એ સીવીલમેરેજના નામ પર !

[ બધા દારૂની પ્યાલીઓ ભરી એકેકને અડકાડે છે. ]

જુઓ, તમારામાંથી હું મી. ભીમજીશા, મી. ખાન મી. વિલાયતી અને મી. દાદા તમને ચારને મ્હારી મેરેજ પ્રોસેસનની કંપનીમાં સાથે લઇ જવા સીલેકટ કરૂં છું. કારણ આ લગ્ન બહુ જ ખાનગીમાં કરવાના છે, એટલે વધારે માણસની જરૂર નથી. અને બાકીના બિરાદરોને માટે કાલે મહેફીલ ને રંગરાગનો બંદોબસ્ત થશે. પછી કંઇ છે?

ભીમજી–બસ....પસ....બાવા ! બીજું જોઇએ પન શું ?

ખાન–કુછ નહિ....કુછ નહિ. ખાનાપીના ઔર ગાના.

ભીમજી–ઓલરાઈટ, ધેન માઈ ઓનરેબલ એન્ડ રીસ્પેકટેબલ ફ્રેન્ડસ ! ત્યારે આજ આપને બધા મી. મધુકરના આવતી કાલે થનારા મેરેજની ખુશાલીમાં ભેગા મલીને એક અપ–તુ–ડેત કોરસ લલકારીએ.

સઘળા:— ગાયન–૫

આ દુનિયા દુનિયા દુનિયા...એમાં પંકાવા રોજ,
બસ ખાવ પીઓ ને ખેલો...ઉડાવો મીઠી મોજ.
નાટક સીનેમા જોવા...લોન્ડ્રીમાં ડ્રેસ ધોવા,
સટ્ટામાં દામ ખોવા...એમાં પણ થાયે નામ.
પેપરમાં શ્લોક છાપો...લેકચર મીટીંગમાં આપો,
સોસાયટીઓ સ્થાપો...દુનિયા કરે સલામ...આ.

સીઝર ચીરૂટ ફૂંકો...બસ પાન ખાઇ થૂંકો,
વીસ્કી પીવો ન ચૂકો...ગજવામાં હોય આમ.
ફરવાને માટે મોટર...મિત્રોની જંગી ફોજ,
રમવાને માટે ટેનીસ...જમવાને માટે લોજ...આ.

---

**પ્રવેશ-પાંચમો** **સ્થળ: જ્યોતિનું ઘર.**

[પાત્રો: **જ્યોતિ-રોઝી-ચતુર-જયમણિ-મધુકર વીગેરે**]

[ જ્યોતિ એક પછી એક પોતાની બ્હેનપણીઓ આવે છે, એને શેઇકહેન્ડ કરી ખુરસી આપે છે. ]

જ્યો–વેલ કમ મીસ જોન! કેમ આપને મ્હારી ચિઠ્ઠી તો મળી હતીને?

જોન–ઓહ યસ. આ શું? મ્હારી સાથે જ લાવીછને!

જ્યો–અને આપણો બધો પ્લાન તો એને સમજાવી દીધો છેને?

જોન–ઘની જ સારી રીતે.

જ્યો–ઓલરાઇટ! ત્યારે હવે હું એને ડ્રેસ ચેન્જ કરાવવા અંદર લઈ જાઉં છું.

[ આયા રોઝીને લઇને જવા માંડે છે, ત્યાં ચતુર દાખલ થાય છે.]

ચતુ–હ્યો, મહેમાનોની પધરામણી તો થઈ પણ ચુકી, અને હજુ તો અહીંઆ કોઇ જાતની તૈયારીએ નથી.

જ્યો–બધી તૈયારી થઈ ગઇ છે. જો, ત્હારા કાકાને સોદો લાવવા અને એમના સ્નેહીઓને બોલાવી લાવવાને બ્હાને

બહાર મોકલ્યા છે. મીસ જોન પણ એમની આ આયા રોઝીને લઈને આવી ગયા છે. હું હવે એને મ્હારો પોશાક પહેરાવી તૈયાર કરવા અંદર લઈ જાઉ છું. પણ હવે ત્હારી શી ખબર છે? તે તો જણાવ.

ચતુ–આપણી શી ખબર હોય? આપણે તો તમારી ચિઠ્ઠીનો અમલ કાલે બરાબર કરી દીધો છે, અને મ્હારા ધારવા મુજબ એ વરરાજાની સવારી હવે એમના ખાનદાન દોસ્તો સાથે આવવાની તૈયારીમાં....

જયો–તો તું સપાટાબંધ અંદર સ્ટવ સળગાવી ચાહનું તપેલું ચઢાવી દે. અને જે કોઈ આવે એમને સ્વાગત કરવાનું પણ ત્હારે માથે. હું હમણા બે મીનીટમાં આને તૈયાર કરી પાછી ફરૂં છું.

[ જ્યોતિ રોઝીને લઇ અંદર જાય છે, ત્યાં મહેતાજી શિક્ષક મિત્રોને તેડી સોદા સાથે પ્રવેશ કરે છે. ચતુર બધાને ખુરસી આપી બેસાડે છે. ]

જય–(કાનમાં) અરે ચતુર! આ બધા કોણ છે?

ચતુ–કોણ જાણે? કાકીના ઓળખીતા તો છે. લાવો, એ બધો સોદો ઘરમાં મુકી આવું. જોજો, ધ્યાન રાખજો, હું ને કાકી હવે અંદર ચાહપાણીની વ્યવસ્થા કરીએ છીએ, દરમ્યાન તમે એમના કોઇ ઓળખીતા પુરૂષ–મિત્રો આવવાના હજુ બાકી છે, એમ કહેતા હતા, તે આવે તો એમને જરા માનપાનથી બેસાડજો.

જય–ફીકર નહિ, ભલે આવે.

[ચતુર અંદર જાય છે, ત્યાં મધુકર તેમના ચાર મિત્રો સાથે પધારે છે.]

જય–(સ્હામે જઇ) આવો, પધારો. (બધાને બેસાડે છે.)

મધુ–(જયમણીને પોતાના જેવો જ કોઇ સ્નેહી–સંબંધી ધારી) કાં મીસીસ જ્યોતિ દેખાતા નથી ?

જય–હમણા આવે છે. જરા અંદર ચાહ બનાવે છે, અરે ચતુર ! ઓ ચતુર !

ચતુ–(આવે છે) જી, સાહેબ !

જય–ત્હારા કાકીને ખબર આપ કે એમના મિત્રો આવી ગયા છે, અને ચાહને હવે કેટલી વાર છે ?

ચતુ–જી, તૈયાર છે.

જય–તો આવવા દે.

ચતુ–બહુ સારૂ.

[અંદર જાય છે, ચાહના કપ ભરી લાવે છે, દરેકને એકેક પકડાવે છે.]

ભીમ–તદ્દન ટેસ્ટલેસ ! કાંય ખાન ?

ખાન–અરે વાત જ જવા દયોને બાવાજી !

વિલા–(ચતુર એને ચાહ આપવા આવે છે, એટલે) એઇ મીસ્ટર ! કંઇ એકસો નંબર વન–બન ઘરમાં રાખો છો ખરા કે?

ચતુ–માફ કરો, મહેરબાન ! આવા જેન્ટલમેન માણસ થઇને એવી લોફર જેવી વાત કરો છો ? શેઇમ !

દાદા–આઇસે સીગરેટ–બીગરેટ !

ભીમ–અરે બાવા ! કંઈ વીમટો-બીમટો હશે, તો પન ચાલશે.

મધુ-(આંખો ચઢાવી નાક પર આંગળી મુકી) બી કવાઇટ આઇસે. મી. ભીમજીશા ! આય કંઈ કલબ કે તમારા બાવાનું ઘેરબેર જોયું કે ?

ભીમ-તે એમાં આમ ડોળા શાનો કાઢી મરેછ ! જોયેલ મોટો લગન કરવાનો છે તે !

મધુ-(મોઢે હાથ દાબી) મુંગો મર.

(ચતુર બધાને ચાહ-પાણી પીધા પછી પાનસોપારી લાવી આપે છે)

ચતુ-(મધુકરને) આપનું નામ મધુકરને ? જાવને જરા આપને અંદર બોલાવે છે.

(મધુકર ઉઠીને અંદર જાય છે)

જય-(ચતુરને કાનમાં) એનું અંદર શું કામ છે ?

ચતુ-કાકીએ મ્હને કહ્યું," કે પેલો સીવીલ-મેરેજનો સીન ભજવવાનો છે, તેમાં એનો ચીફ પાઠ છે, એટલે !

શિક્ષક-હ્યો, ત્યારે બેસો, મી. મધુકર ! હવે અમે રજા લઈશું.

જય-અરે ના, ના, એમ તે કંઇ જવાય કે ? ઉતાવળ શી છે ? જુઓને, આજ મ્હારી બર્થ ડેની પાર્ટીમાં અમારા મીસીસે એમના મંડળ તરફથી એક સીવીલ-મેરેજનો ન્હાનકડો પીસ ભજવવાની ગોઠવણ કીધી છે. તે હવે જોઇને જ જજો, સમજ્યાને ? ચતુર ! જોને, હવે કેટલી વાર છે ? મહેમાનો ખોટી થાય છે.

(ચતુર અંદર જઇ તરત પાછો ફરે છે)

ચતુ–બધું તૈયાર છે. તમે મહેમાનોને લઈને હમણા જરા વાર અંદર બેસો. દરમ્યાન હું બગીચામાં બેસવા માટે ખુરસીઓ ગોઠવી દઉં છું. કારણ પ્રોગ્રામ ત્યાં રાખેલો છે.

જય–ભલે, ગૃહસ્થો અને બાનુઓ ! ત્યારે ચાલો.

(બધા ફરીને અંદર જાય છે–ચતુર ખુરસીઓ ઉપાડી જાય છે. શીન ટ્રાન્સફર થાય છે. બગીચાનો દેખાવ. ચતુર જ્યોતિના પોશાકમાં સજ્જ અપ–ટુ–ડેટ રોઝીને ઘુંઘટ કાઢી લાવે છે. સાથે પાદરીના વેશમાં ખરી જ્યોતિ અને સ્નેહલગ્નના ઉમેદવાર મધુકર પ્રવેશે છે.)

ચતુ–(સ્વગત–રોઝીનો ઘુંઘટ ઉંચો કરી એનું કાળું ઠીકરા જેવું મોઢું બતાવતા).

જોઇ લ્યો આ સિકલ બીજી કોલસાની ખાણ છે,
માશુક જેને આ મળી એનાં જીવનની લ્હાણ છે.
છે રંગ કાળો પણ અહાહા દુધ જેવું નામ છે,
આ જેન્ટલમેનને શી ખબર ? કે અંદરનો ભેદ આમ છે.

(બંનેને પાસે પાસે ઉભા રાખે છે. ત્યાં જયમણિ તમામ પ્રેક્ષકની પલટણને લઇ આવી પડે છે. પોતાની સ્ત્રીને પર–પુરૂષ સાથે ઉભેલી જોઈ વ્હેમાય છે. ચતુર બધાને ઈસારતથી બેસી જવાનું કહે છે.)

ચતુ–(બધાને સમજાવે છે) મહેરબાન સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ ! આ એક ન્યાતજાત સગાં સ્નેહી સર્વ કોઈને ઠોકરે મારી શુદ્ધ પ્રેમથી એકેકથી ચાહનાર જોડેલું ગવર્નમેંટ સરકારના છેલ્લા સીવીલ–મેરેજ એકટ મુજબ સ્નેહલગ્નની સાંકળથી જોડાય છે.

જય–(ચતુરના કાનમાં) ચતુર ! આ ત્હારી કાકી છે ?

ચતુ–અલબત્ત ! એમનો સ્નેહલગ્નની સુંદરીનો મુખ્ય પાઠ છે. તમે જુઓ તો ખરા !

પાદરી–(પુસ્તક ઉઘાડી બડબડે છે) વેલ ! વેર ઈઝ ધ રીંગ?

મધુ–(ગજવામાંથી કાઢી રોઝીની આંગળીએ પહેરાવે છે) હીઅર ઈટ ઈઝ સર !

પાદરી–વેલ મીસ જ્યોતિ ! ડુ યુ લવ હીમ ?

( ચતુર પાછળથી એનું માથું હલાવી હા પડાવે છે. )

વેલ મી. મધુકર ! ડુ યુ લવ હર ?

મધુ–વીથ ઓલ માઇ હાર્ટ એન્ડ સોલ

પાદરી–ધેન ઇન ધી પ્રેઝન્સ ઓફ ધીસ ઇન્વાઇટેડ જેન્ટલમેન એન્ડ લેડીઝ એઝ વીટનેસીસ, આઇ પ્રોનાઉન્સ યુ બોથ હસબંડ એન્ડ વાઈફ. (પુસ્તક ઉઘાડે છે)

વીથ એ ચેઇન ઓફ લવ આઈ જોઈન ધીસ એંજીન એન્ડ કેરેજ,
બી હેપી યુ હસબંડ એન્ડ વાઇફ એન્ડ બી હેપી યોર સીવીલ મેરેજ.
મે ગોડ બ્લેસ યુ સુન વીથ એ સ્ટાઉટ એન્ડ સીવીલાઈઝડ સન,
ડોન્ટ રીમેમ્બર ધી પાસ્ટ માઇ ચીલ્ડ્રન ડન ઇઝ ડન ઇટ કેનનોટ બી અનડન.

( મધુકર રોઝીને કીસ કરવા જાય છે, ત્યાં જયમણી એકદમ ધસી જાય છે.)

જય–હોલ્ટ !

ચતુ–રેડ ડેન્જર સીગનલ ! મી. મધુકર ! એકસક્યુઝ મી પ્લીઝ ! અચાનક સાંકળ ખેંચાઈ છે. કોઈ અકસ્માત

થયો હોય એમ લાગે છે તો મહેરબાની કરી હવે તમારો આ નાટક ભજવવો આટલેથી....

મધુ–(ખીજવાઈને) નાટક ! આ નાટક ભજવાય છે ?

જય–ત્યારે શું થાય છે ? ખરેખરા લગન–બગન થાયછે, કે ?

બીમ–વેરી નાઇસ પ્લૉટ ! દીકરા....ત્યારે તો !

ખાન–મુંગા મરો, બાવાજી ! આય કંઇ ડરામા નથી થતો !

જય–(કાનમાં) ચતુર ! મ્હેં એની તમામ શર્તો કબુલ રાખી છે. પણ તે છતાં જો એ બધાના દેખતા આવું નફટ પગલું ભરશે તો...

ચતુ–તે તમે જાણો ને એ જાણે, આપણે કંઈ જાણીએ નહિ. હું તો ચિઠ્ઠીનો ચાકર !

મધુ–મીસ્ટર ! અમારા રંગમાં ભંગ પાડનાર તમે છોકોણ?

જય–ત્હારો બાપ ! જેન્ટલમેનના દીકરા ! તુંજ કહેને, કે તું કોણ છે ?

મધુ–હું મીસ જ્યોતિનો લવર અને હવે પછી જસ્ટ મેરીડ હસબંડ છું. કેમ ડાર્લીંગ ! (ખભે હાથ નાખે છે)

પાદરી–મી. ચતુર ! વોટ ઈઝ ઓલ ધીસ ?

ચતુ–સાહેબ ! બાબત એમ છે, જે આ મીસ્ટર એમના ફર્સ્ટહેન્ડ હસબંડ છે, અને આ મીસ્ટર એમના સેકન્ડહેન્ડ હસબંડ છે.

(બન્ને જયમણી ને મધુકર આ ખુલાસો સાંભળી ચમકે છે)

જય–મીસ્ટર ! હું તમને વગર રજાએ મ્હારા ઘરમાં આવવા માટે, તથા મ્હારી પરણેલી વાઇફ સાથે આટલી હદ

સુધીની નફ્ફટ છુટ લીધા માટે ઘર પ્રવેશની અને બદનક્ષીની ફરિયાદ માંડી કોરટે ઘસડીશ. સમજ્યા ?

(બધા પરોણાઓ અંદર અંદર ચર્ચા કરે છે.)

પાદરી–મી. જયમણી ! આઈ સે બી કવાઈટ. આ જેન્ટલમેન નિર્દોષ છે. તમારી વાઈફે પોતાની રાજીખુશીથી આ સીવીલ મેરેજ કરાવવા માટે મ્હને તેડાવ્યો હતો, અને હું કોરટમાં એમની તરફથી સાક્ષી આપીશ, કે એ બંનેના લગ્ન કાયદેસર થઈ ચુકયા છે.

જય–પણ કોણે કહ્યું ? મ્હને તો આ એક ગમ્મતને ખાતર નાટક ભજવવાની વાત કરી હતી ? શું તમે બનાવટી નહિ પણ ખરેખરા પાદરી છો ?

પાદરી–ઈફ યુ હેવ એની ડાઉટ, આસ્ક મી. ચતુર !

જય–ચતુર ! દીકરા આ શો ગોટાળો છે ?

ચતુ–કાકા ! કાકી એમની રાજીખુશીથી આ લગ્ન કરે છે.

જય–ત્યારે ત્હેં મ્હને જાણી જોઈને અંધારામાં રાખ્યો, એમજને ? હરામખોર !

ચતુ–પણ એમાં હું શું કરૂં ? મીઆ બીબી રાજી તો કયા કરે કાજી ? આ કાકી ઉભા. એમને જ પૂછી જુઓને, એટલે ખબર પડશે.

મધુ–(પાદરીની મદદથી અને જયોતિના મૌનથી શૂર ચઢે છે) હાં....વેલ મી. ચતુરભાઇ એન્ડ માઇ હાર્ટીએસ્ટ

ફ્રેન્ડસ મી. ભીમજીભાઇ, ખાન, દાદા એન્ડ વિલાયતી, નાઉ વી આર ગોઈંગ ટુ માથેરાન ફોર અવર હનીમુન.

[ ટોપી ઉતારી પાદરીને નમે છે ]

જય–ઓહ માઇ ગોડ ! ( જયોતિના પગ પકડે છે. ) જયોતિ ! માઈ ડાર્લીંગ ! મ્હેં ત્હારી એકેએક શર્તો કબૂલ રાખી, તે છતા મ્હને આમ દગો દીધો ?

ભીમ–વેલડન....વેલડન....એ ટ્રયુ લવર....

[ ખાન એને બેસાડી દે છે ]

ચતુ–કાકા ! હજુ એક રસ્તો છે.

જય–હોય તો બતાવ, ભાઇ ! એક વખત બતાવ્યો હતો, એવો તો નથીને ?

ચતુ–ના રે ના, એમ વારે ઘડીએ કંઇ મશ્કરી થાય ? આ બધાના દેખતા તમે કાકીને કાલાવાલા કરી પગે પડો ને માફી માગો, ને પ્રતિજ્ઞા લ્યો, કે હવેથી સ્ત્રીઓને સન્માનની દ્રષ્ટિએ જોઇશું.

જય–દેવી ! (હાથ જોડીને) ચતુરના કહેવા મુજબ હું મ્હારી ભૂલચૂકની માફી માગી આજથી પાણી મુકું છું, કે હવેથી તમને માનની દ્રષ્ટિએ જોઇ એકેએક બાબતમાં તમારી સલાહ લઇશું.

[ રોઝી મધુકરનો હાથ છોડી દે છે ]

મધુ–ત્યારે મ્હારી આશા ! આપણા સીવીલ–મેરેજનું પ્રોમીસ ?

જયો–(પાદરીનો વેશ દુર કરી પગમાંથી ચંપલ કાઢી) લે, આ મ્હારૂં પ્રોમીસ! (એક લગાવે છે)

જય–કોણ! મ્હારી જયોતિ?

બધા–હેં! આ શું?

મધુ–ત્યારે આ કોણ છે?

ચતુ–(રોઝીનો ઘુંઘટપટ દુર કરતા) એ આપસાહેબની સીવીલ મેરેજની વાઈફ઼. હયો સાહેબ, જલ્દી કરો, અને ઉપડો એમને લઈને માથેરાન.

ભીમ–(ખડખડાટ હસતો) આહાહાહાહાહા! દીકરા મધુકર! તેં પણ બાવા કમાલ કરી નાખી! આબાદ બીજી જન્નતની હૂર જોઈ લેવી!

ખાન–અજી કયા કમાલ કેસ હે?

વિલા–જસ્ટ લાઇક એ નીગ્રો....

મધુ–ઓહ....મ્હારૂં એક જેન્ટલમેનનું ઇન્સલ્ટ.

રોઝી–(એનો હાથ પકડી) માઈ ડીઅર મધુકર!

મધુ–ખસ...અક્કલના બારદાનો! તમે શું હસો છો? (જવા માડે છે) ઠીક છે; હું આ અપમાનનો બદલો લઈશ.

ચતુ–એ મહેરબાન! એમ કોરેકોરા કઈ હવે જવાય કે? આ તમારી વાઈફ઼ને સાથે લેતા જાવ, નહિ તો.... (રોઝીને ધકેલે છે.)

જય–નહિ તો એની આબરૂ ઉપર હાથ નાખવાનો આરોપ મુકી....

મધુ–બહુ થયું. મીસીસ જયોતિ ! નાઉ એક્સક્યુઝ મી પ્લીઝ, આઈ એપોલોગાઈઝ ફોર માઇ સચ બીહેવીઅર....

( પગે પડી માફી માગે છે. )

જયો–સ્ત્રીઓને પગની જૂતી માનનારા સુધારકો ! સ્ત્રીઓ ધારે તો તમને એમના પગની મોજડીને પણ સલામ ભરાવી શકે છે, એ હવે જોયું ?

મધુ–જોયું, બાપા ! બરાબર જોયું. હવે મહેરબાની કરીને આટલી વખત માફ કર. મ્હારી આબરૂની આ બધા વચ્ચે હરાજી થઇ ગઇ છે.

ચતુ–આબરૂ ! જોઈ લ્યો સાહેબો ! આ આબરૂદારના દીકરા ! જેન્ટલમેન લોફર ઉર્ફે ખાનદાનના સફરચંદ !

જયો–પારકા બૈરાં ઉપર નજર નાખવાનો અને પ્રેમ કરવાનો તમને પુરૂષોને કેમ જાણે પરવાનો ! અને સ્ત્રીઓ બાપડી ભોળે ભાવે કોઇની સાથે સહેજ વાત કરતી હોય, તો વ્હેમી સમાજ તેમને માથે ઝાડના ઝાડ તોડી પાડે ! બોલો જોઉં, હવે તમારી ખાનદાનીનો એક ગંજાવર રીપોર્ટ જાહેર પેપરમાં આપવા લાયક છે કે નહિ ?

બંને–( જયમણી–મધુકર ) અમે અમારી ભૂલ કબુલ કરીએ છીએ, હાથ જોડીએ છીએ.

જયો–(ધણીને) હવેથી સ્ત્રીઓને હલકી નજરે જોશો ? ( જવાબ ના. ના. ) અમારા મંડળને અમારી પ્રવૃત્તિઓને અને અમારે માટે જાહેરમાં ફાવે એમ બકશો ?

જય—ના, જી ના. હવે બોલીને જઇએ ક્યાં?

જયો—(મધુકરનો કાન પકડીને) અને તમે મી. જેન્ટલમેન લોફર! તમારો શો વિચાર છે? પારકી સ્ત્રીઓને તમારી મા-બ્હેનની નજરે હવેથી જોશો? સ્ત્રીઓને આમ ને સ્ત્રીઓને તેમ છુટ આપો, એવા એવા વિચારો કેવળ વાણીમાં ન રાખતા કર્તવ્યમાં મુકી તેનો અમલ કરશો? આજ પછી કોઇ દિવસ આવી ખાનદાનીના ધંધા કરશો?

મધુ—ભોગ લાગ્યા હોય તો કરૂં. મ્હારી મા! હું સુધરી જવાનું પાણી મુકું છું.

જયો—તો જાવ, આટલી વખત તમને જવા દઇ સુધરી જવાની એક તક આપું છું. ગેટ આઉટ, એન્ડ ડોન્ટ શો મી યોર ફેસ અગેન. ચતુર! શો હીમ ધ વે.

ચતુ—ચાલો મહેરબાન! નાટક ખલાસ થઇ ગયો. તમે પણ હવે પધારી જાવ.

[ચાર મિત્રો સાથે મધુકરને બ્હાર કાઢે છે.]

જોન-(બીજી સહીઓ સાથે) લ્યો ત્યારે, મીસીસ જયમણી! હવે અમે પણ રજા લઇશું.

જયો-ભલે, પધારજો. એક્સક્યુઝ ફોર ધી ટ્રબલ. ઠેન્ક યુ મીસ રોઝી!

[બધા શેઇકહેન્ડ કરી રસ્તે પડે છે.]

ચતુ—લ્યો ત્યારે કાકા! હવે સેવક પણ રજા લેશે.

જય–ત્હારા કાકીને પૂછી જો, મ્હને નહિ. હવેથી જે કંઈ થાય તે એમની સંમતિથી!

ચતુ–પણ કાકીના ઓર્ડીનન્સની મુદત હવે ખલાસ થઇ ગઇ છે. તેમજ આજથી કાકીસાહેબે તમારૂં ગૃહપતિ તરીકેનું રેઝીગનેશન પણ મંજૂર કર્યું છે, એટલે હવે આવતી કાલથી તમને લીબરટી, ફ્રીડમ મોજ.

જય–હું એ બધું સમજું છું. આમાં અંદરખાનેથી તું પણ સામેલ લાગે છે.

ચતુ–કાકા! આ નાટકનો સૂત્રધાર કે ડાયરેકટર એમાંનો એકે હું ન્હોતો.

જયો–ચાલો હવે પડતી મુકો એ વાત. અને હું પૂછું એનો મ્હને જવાબ આપો. આજ પછી તમે તમારૂં વર્તન ઘરમાં મ્હારી સાથે કેવું રાખવા માગો છો? જેથી મ્હને અહીં રહેવું, કે મ્હારા બાપને ત્યાં જવું, એ નકકી કરવાની સમજ પડે.

ચતુ–બોલી જાવ, કાકા! જોઉં વારૂ?

જય–તમે કહેશો એવું, પછી કંઇ છે?

જયો–તો જુઓ સાંભળો.

ગાયન–૬

હવે એંઠી થાળીમાં અમે જમવાના નહિ,
તમને દેવતા માનીને અમે નમવાના નહિ.
ધોઇ પગલાં તમારા અમે પીવાના નહિ,
તમે ધમકાવશો તો અમે બ્હીવાના નહિ.

બોલો શો છે વિચાર ?
ચતુ–કાકા શો છે વિચાર ?
જય–ત્હારો કાયદો પસાર.

જયો–હવે માર ફાડ ગાળ અમે ખમવાના નહિ—હવે
અમે ઘુંઘટા તાણીને ઘેર બેસવાના નહિ,
રોજ ચુલામાં રાંધવાને પેસવાના નહિ.

ચતુ–[સાંભળ્યું કે ? કાકા ! ત્યારે શું કરશો ?]
અમે જઇશું નિશાળ, જ્ઞાન કરશું વિશાળ,
પછી કેળવશુ બાળ, તમને ગમવાના નહિ.
કહો પુરૂષો નિષ્ઠુર,
જય–બધી માંગણી મંજૂર.

જયો–......હવે વરઘેલા થઇને પૂંઠે ભમવાના નહિ—હવે
હવે બાળલગ્ન વૃધ્ધલગ્ન કરવાના નહિ,
કદી કાળો વૈધવ્ય–વેશ ધરવાના નહિ.
ધર્મશાસ્ત્રોના કુવામાં મરવાના નહિ,
તમે ડગલાં ભરાવો ત્યાં ભરવાના નહિ.
ચતુ–(ત્યારે ?)

જયો–અમે થઇશું સ્વતંત્ર, લઇશું સેવાના મંત્ર,
સાથે શિક્ષણના યંત્ર, કદી ખમવાના નહિ—હવે

[પડદો પડે છે સર્વે વિદાય થાય છે.]

# →→ સમાપ્ત ←←